# અનહદ બાની



☐ સુભાષ ભટ્ટ

**વિ**શ્વની બધી જ જીવનસાધનાધારાઓ પળને અત્યંત મૂલ્યવાન ગણે છે. બૌદ્ધધારા તો કહે છે, હું છું તો મન છે અને મન છે તો સમય છે. હું નથી તો મન - સમય અને બંધન નથી. પળમાં નિર્વાણ છે, પળે-પળે મુક્તિ છે. જે. કૃષ્ણમૂર્તિ તેને 'ફ્રીડમ ફ્રૉમ ધ નૉન' કહે છે. નિર્વાણ ક્યાંક દૂર છુપાયેલું ગઈકાલ કે આવતીકાલમાં નથી, પણ આજે, અહીં, અત્યારમાં છે. એથી પ્રતીક્ષા કે ખોજનો મતલબ જ નથી. દરેક પળમાં પરમ છે અને દરેક સ્થળમાં ઘર છે. જો પરમ માટે વિચાર્યું કે ચાલ્યા, પ્રતીક્ષા કરી કે શોધ્યું, પકડ્યું કે મેળવ્યું તો ચૂક્યા. આપણે જ્યાં અને જ્યારે છીએ ત્યાં અને ત્યારે અનંત અને શાશ્વત તો છે જ. પુરોહિત ભલે મંદિર બંધ કરે ઐશ્વર્ય તો બધે જ રહેશે, બનારસના ઘાટ બંધ થઈ શકે, પણ ગંગાનું વહેણ તો અખંડ જ વહેશે.

સૂફી પણ 'ઈબ્ન-અલ-વક્ત' કે સમયપુત્ર કહેવાય છે, અર્થાત્ પળના સંતાન. તેઓ પણ પરમને ગઈકાલ કે આવતીકાલમાં નથી શોધતા, પણ ક્ષણમાં અનુભવે છે. આખરે સમયમાં વિખેરાય કે સ્થળમાં ખંડિત થાય તે પરમ નથી. તેરમી સદીના રહસ્યવાદી કવિ રૂમીના દોસ્ત શમ્ઝે - તબ્રીઝ તેના 'મકાલાત'માં એક અદ્ભુત પ્રસંગ કહે છે. એક સૂફીને કોઈએ પૂછ્યું, "તું શું ઇચ્છે છે? અત્યારે તારા મુખ પર એક તમાચો લગાવું કે આવતીકાલે તને એક ચાંદીનો સિક્કો આપું?" તો પેલો સૂફી કહે, "અહીં, આજે અત્યારે એક તમાચો લગાવો અને હું ચાલતી પકડું અને હા, તમે પણ..."

સૂફી પરમની તત્ક્ષણ પ્રાપ્તિને 'કરામાત' તરીકે ઓળખે છે. કોઈએ મહમદસાહેબને પૂછેલું, 'ગુન્હા ક્યા હૈ?' તો તેઓ કહે, 'ગફલત'. અર્થાત્, બેહોશી, આળસ, પ્રમાદ. પળેપળની સજાગતા નહીં.

❑❑❑

૧૨૮



**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**

**વર્ષ : ૪૨ અંક : ૧૨, એપ્રિલ ૨૦૨૨**

**સંસ્થાપકો :**
**કનૈયાલાલ મુનશી**
**શ્રીગોપાલ નેવટિયા**
**સમર્પણ : સ્થા. ૧૯૫૯**
**નવનીત : સ્થા. ૧૯૬૨**

સંપાદકઃ
**દીપક દોશી**

સહાયક સંપાદકઃ
**અવની સોલંકી**

**પૃષ્ઠસજ્જા : યોગેશ પટેલ**

પ્રકાશક :
**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન,
કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.
E-mail : deepsamarpan@yahoo.com
website : www.navneetsamarpan.com
**રવાનગી વિભાગ :**
૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

**આવરણ :** દૂધરાજ, અશોક મશરૂ

લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.
❑ ઓનલાઈન લવાજમ માટે www.navneetsamarpan.com



# મુનશીવાણી

## જુલાઈ ૧, ૧૯૬૩ હિન્દુ ધર્મને થયેલા પડકારો, નવો પડકાર

**મારા નવયુવાન મિત્ર,**

કાશીના વિશ્વેશ્વર અને પ્રભાસના સોમનાથ પાશુપત સંપ્રદાયનાં બે મોટાં તીર્થો છે. ઈ.સ. ૧૦૨૪ પછી સોમનાથ પર આક્રમકોનાં અનેક ધાડાંઓ આવ્યાં. આખરે ઈ.સ. ૧૭૦૭માં ઔરંગઝેબે આખરી ફરમાન બહાર પાડી પુનરુદ્ધાર ન થઈ શકે એ રીતે સોમનાથનો નાશ કરવા સૂચના આપી. આ સિતમો વચ્ચે પણ હિંદુ ધર્મ આપણને આશ્ચર્ય પમાડે એવી શક્તિ સાથે ટકી રહ્યો છે. આ સાતસો વર્ષ દરમિયાન જેટલી વાર સોમનાથનો નાશ કરાયો એટલી વાર થોડાં જ વર્ષોમાં નવા સોમનાથનું નિર્માણ થતું ગયું. આખરે ૧૯૫૧માં અમે આ પરમ તીર્થનું પ્રાચીન ગૌરવ સાથે નવનિર્માણ કર્યું. રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ પ્રાણપ્રતિષ્ઠા કરી.

પંદરમી સદીમાં ઇબ્રાહીમ લોદીએ વૃંદાવનને ઉજ્જડ કરી નાખ્યું. છતાં આ સંઘર્ષમાંથી આખરે કૃષ્ણભક્તિનો જ વિજય થયો. ભક્તિના આ નવોત્થાનનો પ્રવાહ સારાયે દેશમાં ફરી વળ્યો. પૂર્વમાં ચૈતન્યના જન્મસ્થાન નદિયાથી પશ્ચિમે દ્વારકા સુધી આ ભક્તિનો પ્રવાહ ફેલાયો. શ્રીરંગમ્, મદુરાઈ, કાંચી, તિરૂપતિ, ગુરુવાયુર, ત્રિવેન્દ્રમ્ વગેરે સ્થળો પવિત્ર શ્રદ્ધાનાં પ્રેરક તીર્થો બની રહ્યાં.

* * *

અંગ્રેજોએ જ્યારે આ દેશ પર સામ્રાજ્ય સ્થાપ્યું ત્યારે હિંદુ ધર્મ સામે નવો ભય ઊભો થયો. એક તરફથી તેઓ હિંદુઓને ધર્માંતર દ્વારા ખ્રિસ્તી બનાવતા હતા તો બીજી તરફથી પાશ્ચાત્ય કેળવણી પ્રાચીન પ્રણાલિકામાંની આપણી શ્રદ્ધાના પાયાઓ ઉન્મૂલ કરવા મથતી હતી.

આપણે આ પડકાર પણ ઝીલી લીધો. રાજા રામમોહન રાય, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી, વિવેકાનંદ, તિલક, શ્રી અરવિંદ, રમણ મહર્ષિ અને મહાત્મા ગાંધી હિંદુ નવજાગૃતિના આંદોલનના નેતાઓ બની રહ્યા. વિવિધ જ્ઞાનપીઠોના શંકરાચાર્યો, આર્યસમાજ અને એવી અન્ય સંસ્થાઓ અને સાધુસંતોએ આ નવા ધાર્મિક પ્રવાહને વિશિષ્ટ રચનાત્મક બળ આપીને પુષ્ટ કર્યો.

**[ક્રમશઃ]**



# ૐ નમો ભગવતે રામકૃષ્ણાય - ૬

☐ કૂપમંડૂક

**કો**ઈકે ઠાકુરને પ્રશ્ન કર્યો કે ઈશ્વર કે દેવી મા પાસે મને સુખ આપો, ઐશ્વર્ય આપો, કીર્તિ આપો, મારો રોગ મટાડો વગેરે માગી શકાય? ઠાકુરે જવાબ આપ્યો કે ઈશ્વર તો આપણા પિતા છે. બાળક પિતા સામે પોતાની માગણી ન રાખે તો કોની સામે રાખે? પરંતુ આ વાત સાંભળો.

એક દાનવીર શેઠ હતા. કોઈ જરૂરતમંદ તેમના ઘરેથી ખાલી હાથે પાછો ન ફરતો. એક દિવસ પાડોશના ગામથી એક ખેડૂત તેમને મળવા આવ્યો. શેઠના એક મદદનીશે આવકાર આપી તેને બેસાડ્યો. થોડીવારમાં શેઠ આવ્યા. ખેડૂતે ઊભા થઈ પ્રણામ કર્યા. શેઠે તેને બેસવા કહ્યું અને પછી પૂછ્યું, ''બોલો ભાઈ, મારે લાયક શું કામ છે?''

ખેડૂત કહે, ''સાહેબ, કામ તો કશું જ નથી. તમારા નગરમાં આવ્યો એટલે તમને મળવાનું, તમારાં દર્શન કરવાનું મને મન થયું. તમારી દાનવીરતાની અને માનવી પ્રત્યેની તમારી કરુણાની સુવાસ તો આપણા સમગ્ર પ્રદેશમાં ફેલાયેલી છે. અહીં આવ્યો હતો તો થયું લાવ, તમારાં દર્શન કરતો જાઉં. બાકી મને જોઈતું કશું નથી. બસ, આપને મળ્યો ને ધન્ય થઈ ગયો.''

શેઠ સડાક ઊભા થઈ ગયા અને ખેડૂતને ભેટી પડ્યા. કેટલી વાર સુધી તેને બાથમાં જકડી રાખ્યો. લોકો તેમની પાસે કશુંક ને કશુંક માગવા જ આવતા. એટલે આ સીધાસાદા ખેડૂતને જોઈ તેમનો પ્રેમ ઊછળી પડ્યો. ઠાકુર કહે શુદ્ધ ભક્તિ, નિષ્કામ ભક્તિ, અહૈતુકી ભક્તિ અનુભવી ઈશ્વર મનુષ્યને ભેટી પડે. કશીક મતલબથી કરાયેલી ભક્તિ, સકામ ભક્તિ તમને જોઈતી વસ્તુ કદાચ અપાવડાવે, પણ આ ખેડૂત જેવો અનુભવ ન કરાવડાવે. અહૈતુકી ભક્તિ એટલે જેમાં કશીયે કામના ન હોય એવી ભક્તિ. કેવળ ઈશ્વરનાં ચરણકમલમાં ભક્તિ.

એમ વળી ઊર્જિતા ભક્તિ પણ છે. 'ભક્તિ જાણે કે ઊછળી પડે. ભાવમાં હસે, નાચે, ગાય', જેમ કે ચૈતન્યદેવની (ખુદ ઠાકુરની પણ). રામે લક્ષ્મણને કહ્યું, ''ભાઈ, જ્યાં ઊછળી પડતી ભક્તિ જુઓ ત્યાં જાણજો કે હું પોતે જ હાજર છું.'' દક્ષિણેશ્વરમાં કે પોતાના ગૃહસ્થ-શિષ્યોના ઘરે ઠાકુર જે ભક્તિના આનંદનો અદ્‌ભુત મેળો ભરતા એ વાત બીજી કોઈવાર કરીશ. આજે નરેન્દ્રની, વિવેકાનંદની વાત કરીએ.

૧૮૮૪માં નરેનના પિતા વિશ્વનાથને હાર્ટઍટેક આવ્યો અને અચાનક ગુજરી ગયા. તેમની જાવક આવક કરતાં ઘણી વધારે નીકળી અને નરેને જોયું કે પાછળ મોટું દેવું છોડી ગયા હતા. બધી જવાબદારી તેના શિરે આવી પડી. નરેન લખે છે : ''કોઈ નોકરી મળે એવી આશામાં હું બધે દોડતો થઈ ગયો. ખાલી પેટે અને ખુલ્લા પગે ભરતડકામાં મારી અરજીનાં કાગળિયાં લઈ વિવિધ ઑફિસોમાં ગયો, પણ બધેથી જાકારો મળ્યો. મેં અનુભવ્યું કે આ દુનિયામાં બિનસ્વાર્થી સહાનુભૂતિ મેળવવી લગભગ અશક્ય છે. અહીં ગરીબ અને નબળા લોકો માટે કોઈ જગ્યા નથી. થોડાં અઠવાડિયાં પૂર્વે મને કોઈ ફેવર કરી શકે તો એમાં પોતાનું સદ્‌ભાગ્ય સમજતા લોકો મારાથી મોઢાં ફેરવવા માંડ્યા. જોકે તેઓ ઇચ્છત તો મને અવશ્ય મદદ કરી શકત.''

કોઈ સવારે નરેન જ્યારે જોતો કે ઘરમાં પૂરતો ખોરાક નથી ત્યારે એ માને જુઠ્ઠું કહેતો કે તેને તેના દોસ્તે જમવા બોલાવ્યો છે. આખો દિવસ ભૂખ્યો રહેતો. તેના ઓળખીતાઓમાં એક જ ગૃહસ્થ એવા નીકળ્યા જે ગુપ્ત રીતે પોતાનું નામ આપ્યા વગર નરેનની માને પૈસા મોકલતા.

નરેનની ઈશ્વરમાંની શ્રદ્ધા ડગમગી ગઈ. ખોટી અફવા ફેલાવવામાં આનંદ લેતા લોકોની કમી નથી હોતી. નરેન માટે જાતતરેહની ખોટી વાતોનું પ્રસારણ થયું. નરેનને એની પડી ન હતી. ''લોકોના સારા કે ખરાબ અભિપ્રાયની મને લેશમાત્ર દરકાર નથી.'' નરેને લખ્યું છે. એક જ ચિંતા હતી કે ઠાકુર આ અફવાઓને સાચી માની ન લે, પરંતુ ઠાકુર આગળ જૂઠી ફરિયાદો લઈ જનારાઓ ઉપર તો તે એવા ત્રાટક્યા કે પેલાઓને ભાગતાં ભોં ભારે પડી.

ઠાકુર બોલ્યા, ''ચૂપ રહો, બદમાશો! દેવી માએ મને કહ્યું છે કે નરેન આવું કદી કરી જ ન શકે. તમે આ વિશે હવે વધુ વાત કરી તો તમને આ કમરામાંથી હાંકી કાઢીશ.''

દુઃખી નરેનને થયું કે તેનો જન્મ પૈસા કમાવા માટે કે કુટુંબને મદદ કરવા માટે કે દુન્યવી સુખ પ્રાપ્ત કરવા માટે થયો જ નથી. ''હવે મને દુનિયાની પ્રશંસાની કે ટીકાની જરા જેટલીયે પડી ન હતી. કોઈને જણાવ્યા વગર મેં દુનિયાનો ત્યાગ કરી સંન્યાસ લેવાની તૈયારી શરૂ કરી દીધી. ભટકતા સાધુ બનવાનું મેં નક્કી

કરેલું એ દિવસ આવી પહોંચ્યો.

એટલામાં મને કોઈએ કહ્યું કે ઠાકુર તેમના એક ભક્તને ઘરે કલકત્તા આવવાના છે. મને થયું કે આ તો ખુશનસીબ સમાચાર છે. હું ઘર છોડીને ચાલ્યો જાઉં એ પૂર્વે મારા ગુરુને મળી લઉં, પણ હું તેમને મળ્યો કે તરત જ તેમણે આદેશ આપ્યો કે તારે મારી સાથે આજે દક્ષિણેશ્વર આવવાનું છે. મેં જાતતરેહનાં બહાનાં બનાવ્યાં, પરંતુ તે માને શાના? મારે ઘોડાગાડીમાં તેમની સાથે બેસી જવું પડ્યું. ગાડીમાં તો અમારી વચ્ચે કાંઈ બહુ વાત ન થઈ. અમે દક્ષિણેશ્વર પહોંચ્યા અને હું તેમના કમરામાં બેઠો. અચાનક કોઈ અદ્‌ભુત અવસ્થામાં મારી પાસે તે આવ્યા ને મારો હાથ પકડી ગાવા માંડ્યા :

'આપણે બોલતાં ડરીએ છીએ અને છતાં મૂંગા રહેતાં પણ ડરીએ છીએ.

'હે રાધે, મારું મન માનવા તૈયાર નથી કે આપણે વિખૂટા પડવાને આરે આવી ઊભા છીએ.''

વિવેકાનંદ આગળ લખે છે : ''અત્યાર સુધી મારા દિલમાં ઊભરાતાં લાગણીનાં પૂરને હું ખાળી રાખી શક્યો હતો, પણ હવે નહિ. હું સખત રડવા માંડ્યો. મને ખાતરી થઈ ગઈ કે ગુરુજીને સંન્યાસ લેવાની મારી ગુપ્ત યોજનાની ખબર પડી ગઈ છે. મારા જે ગુરુભાઈઓ હાજર હતા તે આ દૃશ્ય નિહાળી આશ્ચર્યચકિત થઈ ગયા. ગુરુજી પોતાની સમાધિની ભૂમિકા પરથી નીચે ઊતર્યા કે કોઈકે પૂછ્યું, ''ઠાકુર, વાત શું છે?'' ભગવાન હસ્યા અને કહે, ''તે અમારા બે વચ્ચેની વાત છે.'' રાત પડી અને અમે બન્ને એકલા પડ્યા. તે મને કહે, ''મને ખબર છે કે તું દુનિયામાં દેવી માનું કાર્ય કરવા આવ્યો છે. દુન્યવી જીવન તારા માટે નથી જ, પરંતુ મારે ખાતર હું જીવું ત્યાં સુધી તું તારા કુટુંબ સાથે જ રહે.''

નરેન બીજે દિવસે સવારે ઘરે પાછા ફર્યા. ફરી પાછા કુટુંબના વિચારો તેમના પર ત્રાટક્યા. નોકરી શોધવાના પ્રયત્નો ફરી શરૂ કરી દીધા. એક વકીલને ત્યાં થોડા દિવસ માટે કામ મળ્યું. થોડી ચોપડીઓનું ભાષાંતર કરવાનું કામ મળ્યું. થોડાક પૈસા મળ્યા, પણ ક્યાં સુધી ચાલે? તેમને વિચાર આવ્યો કે ઈશ્વર ઠાકુરનું કહેલું હંમેશાં માને છે. તેમને કહું કે મારા વતી દેવી માને કહો કે મારી મા અને મારા ભાઈઓની તકલીફો દૂર કરી દે.

ઠાકુરને આજીજી કરી. ઠાકુર કહે, ''બેટા, હું આવા શબ્દો બોલી ન શકું. તું તો એ જાણે જ છે. તું પોતે પ્રાર્થના કેમ નથી કરતો? પરંતુ તને તો દેવી મામાં શ્રદ્ધા જ નથી. એટલે તો તું આવી હાડમારી ખમી રહ્યો છે.''

નરેને કહ્યું કે એ તો દેવી માને ઓળખતો જ ન હતો. ઠાકુર બોલ્યા, ''દેવી મા બધાનાં મા છે. ''આજે શુભ દિવસ છે. રાત્રે મંદિરે જા. મા પાસે માથું નમાવ ને તારે જે માગવું હોય એ માગ. મારી પ્રેમાળ મા તો બ્રહ્મની શક્તિ છે.

આ દુનિયા પોતાની મરજી મુજબ તેણે બનાવી છે. તે ઇચ્છે તો શું ન કરી શકે?''

નરેન લખે છે કે એ રાત્રે મંદિરે ગયો. અચાનક તેનામાં ઊંડી શ્રદ્ધાનો ઉદય થયો. માના પ્રેમનું ઘેન ચઢ્યું. તેને સ્પષ્ટપણે મહેસૂસ થયું કે મૂર્તિ ન હતી, જીવંત મા હતી, જેનામાંથી પ્રેમ અને સૌંદર્ય ઝગારા મારતાં હતાં. અપ્રતિમ આનંદના પૂરમાં તે ડૂબી ગયો. નરેન ઘૂંટણે પડી માને પ્રાર્થના કરે છે : મા, મને વિવેકબુદ્ધિ આપ, દુન્યવી વળગણોથી મને દૂર કર, મને જ્ઞાન અને ભક્તિ આપ. મારી આંખોમાં તું હંમેશ સમાયેલી રહે.

નરેન મંદિરની બહાર આવ્યો કે ઠાકુરે પૂછ્યું, ''તેં તારી માંગણી મા સમક્ષ રાખી?'' નરેન લખે છે : હું તો ચોંકી ઊઠ્યો. ઠાકુરને કહ્યું કે હું એ તો ભૂલી જ ગયો. હાય-હાય, હવે શું કરું?

ઠાકુર કહે, ''જા, જા, જલદી પાછો જા ને માને કહે.'' નરેન પાછો ગયો. ફરી એક વાર જે પ્રથમ વખત બન્યું હતું એ જ બન્યું. નરેન બહાર આવ્યો કે ઠાકુરે પેલો પ્રશ્ન જ પાછો પૂછ્યો. નરેન ફરી ચોંકી ઊઠ્યો. કહે, ''ના ગુરુજી. મેં માનાં દર્શન કર્યાં કે તરત જ હું બધું ભૂલી ગયો. માનું દૈવી તેજ જ એવું જબરદસ્ત હતું. મેં તો ફરી તેમનાં ચરણકમળમાં જ્ઞાન ને ભક્તિ જ માગ્યાં. હવે શું કહું હું?''

ઠાકુર કહે, ''ગાંડા ભાઈ, તારા પર કાબૂ રાખી માગણી કરવી હતી ને. જા, જલદી પાછો જા.''

નરેન લખે છે : હું ત્રીજી વખત ગયો. મા પાસે ગયો કે શરમની લાગણી મને ઘેરી વળી. મા પાસે આવી તુચ્છ માગણી કરવા હું આવ્યો છું! ઠાકુર કહેતા કે શહેનશાહ પાસે જવું અને શું કાકડી-તુરિયાં માગવાનાં? મારી બુદ્ધિ કેમ બહેર મારી ગઈ? શરમથી હું સમસમી ઊઠ્યો. મેં માને વારંવાર પ્રણામ કર્યાં અને કહ્યું, ''મને કશું બીજું જોઈતું નથી. મા, મને શુદ્ધ ભક્તિ ને જ્ઞાન આપ.''

'હું મંદિરની બહાર આવ્યો કે મને ભાન પડ્યું કે ચોક્કસપણે આ બધી ઠાકુરની લીલા હતી. એવું ન હોત તો શા માટે ત્રણ-ત્રણ વખત હું બોલવાનું બોલી જ ન શક્યો? પછીથી મેં ઠાકુર પાસે જોશભેર માગણી કરી કે તમે જ મને ભક્તિથી છાકટો કરેલો. હવે તમે જ એ જુઓ કે મારી મા અને ભાઈઓને ખોરાક કે વસ્ત્રોની ખોટ ન પડે. ઠાકુર મને કહે, ''હું આવી યાચના ન કરી શકું. મારું મોઢું જ ન ખૂલે. મેં તને કહેલું કે જા, ને માગ મા પાસે, પણ તેં ન માગ્યું. દુન્યવી સુખ પામવા તારો જન્મ થયો જ નથી એવું લાગે છે.'' મેં કહ્યું. ''આ ન ચાલે. તમારે મારે માટે પ્રાર્થના કરવી જ પડશે. મને ખબર છે કે તમે કરશો તો મારા કુટુંબની મુશ્કેલીઓ દૂર થઈ જશે.'' મેં મારું રટણ ચાલુ રાખ્યું એટલે ઠાકુરે કહ્યું, ''સારું ભાઈ. તે લોકોને સાદા ખોરાક કે વસ્ત્રોની તંગી નહિ પડશે. બસ?''

અને સાચે જ એમ થયું. **[ક્રમશઃ]**

# શુગર

## ☐ હેમન્ત દવે

આમ તો અંગ્રેજી, પણ બીજા ઘણા શબ્દોની જેમ ગુજરાતીમાં ઘૂસી ગયેલો આ શબ્દ હમણાં છેલ્લા પંદર દિવસમાં જ ત્રણ જુદી જુદી જગ્યાએ અને પ્રસંગે સાંભળવાનો થયોઃ 'કેટલી સુગર લેશો?' 'મને સુગર છે.' અને 'સુગર વગરની (ચા)'. ગુજરાતીમાં એ માટે સાકર, ખાંડ, મોરસ, કોઈ વાર ચીની પણ, શબ્દ છે જ તોય. 'સાકર' (પથ્થરના ટુકડા, નાના પથ્થર, કૂકા, એવા મૂળ અર્થના) સંસ્કૃત शर्करा ઉપરથી છે. અંગ્રેજોના અમલ વખતે મોરિશસથી—હા, જ્યાં આપણા 'ફિલ્મી લોકો' રજાઓ ગાળવા જાય છે તે જ—ખાંડની આયાત થતી એટલે એ ઉપરથી એ મોરસ કહેવાઈ. ચીનથી પણ મગાવાતી એટલે એનું 'ચીની' એવું નામ, જેમ રેશમ મૂળે ચીનથી આવતું એટલે સંસ્કૃતમાં चीनांशुक, चीनपट्ट છે તેમ. સાકરના આખા ગાંગડાને ખાંડીને ચૂરો કરો તો એ ખાંડ કહેવાય એવી વ્યુત્પત્તિ કે૦ કા૦ શાસ્ત્રીએ સૂચવી છે અને એના સમાંતરે ગુજરાતી 'ખાંડવું' ધાતુ નોંધ્યો છે, જે સંસ્કૃત ધાતુ √खण्ड् 'ભાગવું, ટુકડા કરવા, નાશ કરવો, ચૂરો કરવો' ઉપરથી આવ્યો છે.[1]

મુદ્દો એ કે અંગ્રેજી 'શુગર' એ મૂળે ભારતીય-આર્ય શબ્દ છે. આશરે પહેલી સદીમાં રચાયેલા *પેરિપ્લસ અવ ધી ઇરિથ્રીઅન સી* પુસ્તકનો લેખક બાર્યૂગાઝા એટલે કે ભરુકચ્છ/ભરુચમાંથી આયાત કરાતી ચીજવસ્તુઓનાં નામ આપતી વખતે લખે છે કે, μέλι τὸ καλάμινον τὸ λεγόμενον σάκχαρι (૧૪.૮)ઃ 'સક્ખરી કહેવાતા સાંઠાનું મધ.' એટલે કે વસ્તુ મોટે ભાગે શેરડીનો રસ અથવા પ્રવાહી ગોળ જેવું હશે એમ માની શકાય. આ સક્ખરી કે સક્ખર કે સક્ખરોસ (αqxXαb' -br' -αbo) એ સંસ્કૃત 'શર્કરા'ના પ્રાકૃત 'સક્કરા' ઉપરથી ઘડાયેલું રૂપ છે. પશ્ચિમને આમ સાકરનો પરિચય નહોતો. પરિણામે એને લગતા અંગ્રેજી અને બીજી યુરોપીય ભાષાના 'સૂક્રોઝ', 'સેકરિન', વગેરે શબ્દો અંતતઃ સંસ્કૃત/પ્રાકૃતમાંથી આવ્યા છે. અંગ્રેજી 'શુગર કેન્ડી' કે જર્મન Kandiszucker, વગેરેના મૂળમાં પણ શર્કરા અને ખાંડ એ શબ્દો જ છે.

સંસ્કૃત इक्षु અને गुडની વ્યુત્પત્તિ સ્પષ્ટ નથી.

❑❑❑

---

[1]કાય્યપર એનો સંબંધ દ્રાવિડી 'કંટિ' (ગઠ્ઠો, ગચિયો), વગેરે સાથે જોડે છે. (સર૦ દ્રા૦ વ્યુ૦ કોશ ૧૧૪૮) અને માયર્હોફર જેવા સાવચેત વિદ્વાન 'wohl dravidischen Ursprungs'. ('કદાચ દ્રાવિડી મૂળનો') એમ લખે એ લગારે આશ્ચર્યકારક છે. खण्डकः હેઠળ).

## બે રચના

### ☐ સાહિલ

નથી કોઈમાં જાણ્યું સંસ્કાર જેવું
છતાં સહુ જીવ્યે જાય અવતાર જેવું

જગત મંચ પર આપણે રંગકર્મી
પરંતુ ન વર્તન અદાકાર જેવું

સહુ પાસે  આધાર જેવો પુરાવો
અને જીવવાનું નિરાધાર જેવું

પીડે વસવસો એક સરખો સહુને
મળ્યું ના કોઈ પણ સમજદાર જેવું

કરો લાગણી ભીની બેચાર વાતો
મળી જાશે પરિણામ ઉપચાર જેવું

અમે તો છીએ સાવ મામૂલી માણસ
નથી જોયું કે જાણ્યું અધિકાર જેવું

મને પીડા દઈને પ્રભુએ કહ્યું કે
તને દઉં છું સાહિલ પુરસ્કાર જેવું



સપન એક બે મેં ય સેવ્યાં છે કિન્તુ
મને નકરી નક્કર હકીકત ગમે છે
ગમે છે મને સંગ ફૂલોનો એમ જ
મને કંટકોનીય સોબત ગમે છે

પૂરી ખાતરી છે - પરાજય છે નિશ્ચિત
છતાં સામે છાતીએ કેસરિયા કરતી
મસળનારને પણ મહેકાવી દેતી
સુકોમળ ફૂલોની બગાવત ગમે છે

નથી કોઈની શેહમાં એ રહેતો
નથી કોઈની પણ શરમ રાખતો એ
જે જોવા મળે એ જ બિન્દાસ્ત કહેતી
અરીસાની બેખૌફ હિમ્મત ગમે છે

થશે જાણ ત્યારે જમાનાના શું હાલ
થાશે એ જાણીને આવે છે હસવું
મૂક્યા જેટલાં મારા માથે જમાને
મને એ બધાંયે તહોમત ગમે છે

ગમે છે મને જન્નતો પણ તમે જો
કસમ દઈ પૂછ્યું તો કહેવા દ્યો મૌલા
મને ગેબી શક્તિના કરતાં વધુ
આદમીમાં વસી આદમીયત ગમે છે

તમારી અને મારી મંઝિલ છે એક જ
છતાં બેઉના કાં જુદા છે વળાંકો
તમો છો પૂજારી સૂરજના કિરણના
મને અંધકારોની ઇજ્જત ગમે છે

કરું તો કરું હું તરફદારી કોની
નથી એ જ સમજાતું સાહિલ હજીયે
મહોબત ગમે છે ઇનાયત ગમે છે
શરાફત ગમે છે ઇબાદત ગમે છે



## 'કાંચનાર'

☐ પારુલ ખખ્ખર

પોષ અને માગશર તાકે ગોફણ, પણ આ તો ભૈ અંદરથી જાગે
કે કાંચનાર જાતે જાહલ પાન ત્યાગે.

લખ્યું લલાટનું એ વાંચે
ખરવાનું જાણીને નાચે
રીડિયારમણ પછી શાંત કરી બેસે ત્યાં મંદિરીયે મંજીરા વાગે
કે કાંચનાર જાતે જાહલ પાન ત્યાગે.

ખરતો રહે ને તોય લ્હેરે
અચકન ગુલાબી એ પ્હેરે
થોકથોક ફૂલડાંની દોમદોમ સાયબીમાં વરરાજો વૈરાગી લાગે
કે કાંચનાર જાતે જાહલ પાન ત્યાગે.

એકલો જ એક્કે હજારા
તોયે ના ખુદના પડારા
વરણાગી રંગ લઈ, આછી સુગંધ લઈ ગાતો રે પોતીકા રાગે
કે કાંચનાર જાતે જાહલ પાન ત્યાગે.

ફૂલડાં ને પાંદડાં પ્રવાસી
પાણી-પ્રકાશ બારમાસી
હોંશેહોંશેથી ટાઢ-તડકાને વેઠી લે છાંયા ઉછીના ન માંગે
કે કાંચનાર જાતે જાહલ પાન ત્યાગે.

## મરશિયું

□ કેશુભાઈ દેસાઈ

હાય રે વાલમ
રાજવી રૂડા છેલછબીલા
હૈયું શ્રાવણ
સાવ રે ભીના, સાવ રે લીલા
રોજ સવારે
ચાર સુમારે
ટહુકે જેવો ફોન કે ભાળું તમને વ્હાલા
ખટમીઠાં કૈં વેણ વદીને
પેસતા મુજ કાંચળીએ કાલા
કોણ હવે એ કરશે મોંઘાં લાડ રે રાજા
આજ ઝળૂંબે નજરું સામે
કાળમીંઢી આ એકલતાના પ્હાડ રે રાજા
હાય રે તમને કાળમુખી આ
ઊંઘો આવી ક્યાંથી
નળની પેઠે વલવલતી આ વૈદર્ભીને
અધવચાળે ઊંઘતી મેલી
સરકી ગ્યા ક્યાં સાથી
સપનાંની રે હું સોહાગણ
હાય રે મારી આંખનું આંજણ
સહરા સરખા રણના સાજણ
હાય રે મારી
ભીની ભોમના ભાંગણહારા
હાય રે મારા
પરસેવાના ચાખણહારા
હાય રે મુંને
રાજરાણી જેમ રાખણહારા
કોઈ તો રોકો - જાય રે પોપટ પિંજર તોડી
કોઈ તો ટોકો - શીદ રે જોદ્ધો નાઠો છે આ
રણને છોડી
સાવ રે મારાં અંગ કુંવારાં
હોય થોડાં કૈં આમ જુવારાં
ઊડણ ઘોડી કેટલે પ્હોંચી - નેજવાં ધરું
સંભારીને રાતની વાલમ વાત વાગોળું
હાય રે ઘેલા
આમ તે થોડું રીસ ચડાવી ઘર છોડાશે
ને મારાથી એકલપંડે ઉંબર છોડી
પાછળ પાછળ એમ દોડાશે
રિસામણે બેઠી'તી સાચું -
કાલ સવારે જાત એ ખૂટી
હાય રે વાલમ
નંદવાઈ આ ચૂડીઓ - એકાએક ગયાં કૈં
ભાયગ ફૂટી
હાય રે વાલમ
શોભતી ના આ છેતરપિંડી
રવરવતી આ સાદ કરે છે ભાલની બિંદી...

# પ્રિય મિત્ર

□ સંદીપ ભાટિયા

(મિત્રના ૬૦મા જન્મદિને)

હવે આગળનો રસ્તો પણ
મારે તારો હાથ પકડીને જ કાપવો છે.
કારણ તું સાથે હોય ત્યારે
મારું ધ્યાન પગને તળિયે ખૂંચતા કંકરો
તરફ નહીં
પણ રસ્તાની બન્ને કોરે ઊગી નીકળેલાં
ઝીકણાં ફૂલો તરફ હોય છે.

હવે આગળનો રસ્તો પણ
મારે તારો હાથ પકડીને જ કાપવો છે.
કારણ તું સાથે હોય ત્યારે
મારે ક્યાંય પહોંચવાની ઉતાવળ હોતી નથી.
તું સાથે હોય ત્યારે
કાળઝાળ સૂરજને હંફાવતી,
શરબત છાંટેલા બરફના ગોળાને ચૂસ્યા કરવાની
શાશ્વત નિરાંત હોય છે.

હવે આગળનો રસ્તો પણ
મારે તારો હાથ પકડીને જ કાપવો છે.
કારણ તું સાથે હોય ત્યારે
મને સમજાતું નથી કે
ગિલ્બર્ટ હિલનાં પગથિયાં કહેતાં હોય છે કે,
હિલની ટોચે મંદિરમાં વર્ષો પહેલાં પ્રગટાવેલો
દીવો હજીય ટમટમી રહ્યો છે.

હવે આગળનો રસ્તો પણ
મારે તારો હાથ પકડીને જ કાપવો છે.
કારણ તું સાથે હોય ત્યારે
મને સમજાતું નથી કે
પવન ચળાઈને આસોપાલવનાં પર્ણો વચ્ચેથી
આવે છે
કે પુસ્તકનાં ફરફરતાં પાનાં વચ્ચેથી.

તું સાથે હોય ત્યારે
મને સમજાતું નથી કે
આમ્રકુંજોમાંથી કોયલ પોકારે છે
કે તારી કારની મ્યુઝિક સિસ્ટમમાંથી
બેગમ અખ્તર.

તું સાથે હોય ત્યારે
મને સમજાતું નથી કે
મારો હાથ ક્યાં પૂરો થાય છે અને
ક્યાંથી શરૂ થાય છે તારો ખભો.

હવે આગળનો રસ્તો પણ
મારે તારો હાથ પકડીને જ કાપવો છે.
કારણ એક દિવસ મારે ભૂલી જવું છે
કંકર પથ્થરને,
ફૂલોને,
કાળઝાળ સૂરજને,
બરફગોળાને,
પવનને,
પુસ્તકને,
હાથને,
ખભાને,
અને
મને...
તું સાથે હોય ત્યારે.

## ફરી સાંજ પ્રગટી

☐ દક્ષા બી. સંઘવી

ફરી સાંજ પ્રગટી, અને આભ આખું થયું સોનવરણું!
ફરી યાદ તારી, અને આંખમાં એક ચહેરાનું તરવું!

ફરી રાતમાં ઝલમલે સૌ સિતારા, ઝીણું ઝીણું ગાતા;
ફરી એ ઉજાસી મુલાયમ ક્ષણોનું હથેળીમાં ઝરવું!

ફરી કોઈ ડાળે  સૂબાબીલની જોડી અનાયાસ ટહુકે;
ફરી એ યુગલગીતનું અશ્રુ થઈ આંખમાંથી નીતરવું!

ફરી કોઈ ભૂલું પડેલું સ્મરણ રાતવાસો કરે, ને;
ફરી મધ્ય રાતે અમસ્તું સૂરજનું ભ્રમણ પર નીકળવું!

ફરી રાતની બેય કાંઠે છલોછલ નદી સ્વપ્ન ઘેલી;
ફરી ડૂબવાની ક્ષણે હાથમાં હોય એકાદ તરણું!

ફરી લીંબડે ઘૂઘવે એક હોલો, સ્મરે પ્રિયજનને;
ફરી તું હી તુંથી ભરે રાન, હૈયું અજંપાથી ભરતું!

## લહેરખી

☐ ઊર્મી પટેલ

આંબે આવ્યા મોર ત્યારથી લહેરખીના બદલાયા છે તોર

ઘર પછવાડે પથરાયેલું લીલ્લું આંબાવાડિયું જાણે એનું પિયર
લહેરખી ઉંબરની મરજાદ ભૂલીને વનવગડામાં કરતી ફર... ફર...
લહેરખી માજણી છે બેન પવનની, વનમાં ઘૂમે અલ્લડ ફરરરર!
લહેરખી કઈ દિશાથી આવી લહેરથી કઈ દિશામાં જાતી સરરરર?

લહેરખી વનવગડેથી પાલવ છેડે લઈ આવી કલશોર,
આંબે આવ્યા મોર ત્યારથી લહેરખીના બદલાયા છે તોર

કમાડ ખુલ્લાં રાખ્યાં'તાં મેં, ત્યાં એણે તો કર્યું ડોકિયું બારીમાંથી
અડકી તનને એવું જાણે મનને અડક્યા સૂર વહીને સિતારીમાંથી
રે! હમણાં તો કોકિલ સંગે બહેનપણાં શાં બાંધી મીઠાં ગાણાં ગાતી
રે! બાળકના ગાલ સમું એ બારીના પરદાને પંપાળીને જાતી

લહેરખી, સૈ! રે તારા સમ! ખરું કહું, તું આવી ન્હોતી પોર
આંબે આવ્યા મોર ત્યારથી લહેરખીના બદલાયા છે તોર

## પહાડી સંધ્યા એ (સૉનેટ)

### ☐ કૌશલ યાજ્ઞિક

**છંદ: મંદાક્રાંતા**

પ્હાડો ધારે, રવિ સરકતો, રંગ સંધ્યા ચિતારી,
દીપ્તિ જાગી શિખર સજતી, શૃંગમાલા સુહાવી.
લ્હેરો વાતા, ધૂમસ સજતા, પાલવેથી દ્રુમોના
સૌન્દર્યો ત્યાં મૃદુલ સરક્યાં સાંધ્યની સુંદરીનાં
વાદીઓમાં કુસુમ વસને પોઢતી પુષ્પઘાટી
બીડ્યા અર્ધા કમલવત્ શું સૃષ્ટિ જાગે છુપાતી.
આભ્રો માળે જલદ વીખરી પર્વતો એ વિરામે...
ભાસે જાણે ગુપત સજતું દિવ્ય ગંધર્વ લોક...

ત્યાં તો ધીમી લહર સરતી વારિની કર્ણ ગુંજ
પ્હાડો એ કો મધુર રવના સાઝ છેડ્યા અનેક
મેળે ગાતાં ઝરણ કવતાં શૈલની કોઈ બીના
જોઈ તેને કવન રચવું કે સજું સાઝ વીણા
ધીમે ધીમે હૃદય શ્રુતિએ આવતાં ગીત મંદ
સૃષ્ટિ સંગે સૂર નીગળતા રાગ પ્હાડી સછંદ

## શહેર

### ☐ પૂર્વી અપૂર્વ બ્રહ્મભટ્ટ

ચડિયાતું એક એકથી આપે છે આ શહેર,
દઈ સ્વપ્ન ઊંઘને હણી નાખે છે આ શહેર.

સંતોષની દીવાલમાં બાકોરું પાડીને,
મૃગજળ બતાવી દોડતાં રાખે છે આ શહેર.

ક્યારેક કાળા શોકમાં એ શોકમગ્ન હોય,
ક્યારેક લાશ પર ચઢી નાચે છે આ શહેર.

નિરાંતે શ્વાસ લઈને કદી ચાલવા ન દે,
સ્પર્ધામાં આજીવન તને ખેંચે છે આ શહેર.

એના શિકાર થઈ ગયાં બિચારાં ગામડાં,
સીમાડા, ખેતરો ગળી ફાલે છે આ શહેર.

## ગઝલ

### ☐ શૈલેશ ગઢવી

ના રહ્યું જેનું બદન, એનો અધિકાર હતો,
"આ ધરા ને આ ગગન" એનો અધિકાર હતો!

માત્ર મસ્તક રહે ધડ પર એ નહોતું મંજૂર,
જોઈએ એવું જીવન એનો અધિકાર હતો.

જેનાં પગલાંય નથી મળતાં હવે જંગલમાં,
માત્ર ફૂલોનું ચમન એનો અધિકાર હતો.

એટલા માટે બધા એને ગણે છે નિર્બળ,
એ કહે છે કે અમન એનો અધિકાર હતો.

ભીતરે રાખ થવા આવી હતી ચિંગારી,
એમ થોડોક પવન એનો અધિકાર હતો.

એના ચહેરાની ઉદાસી હતી એની ઓળખ,
સ્મિત સાથેનું વદન એનો અધિકાર હતો.

## ગઝલ

### ☐ નીરવ વ્યાસ

ગમે છે ખૂબ પણ એ એમ સપનામાં નહીં આવે,
કે મંઝિલ દોડીને સામેથી રસ્તામાં નહીં આવે.

કબૂલાતો તમારી ખાનગીમાં સાંભળી છે જે,
તમે ચિંતા ન કરશો એ બધું ચર્ચામાં નહીં આવે.

અરે ઓ જિંદગી! તું આ રીતે પજવીશ જો સૌને,
જતા રહેશે જનારા પાછા દુનિયામાં નહીં આવે.

લડત લડશું, તો મુદ્દાસર કરીશું વાત ઘટનાની,
કશી અંગત બયાની દોસ્ત ઝઘડામાં નહીં આવે.

ગઝલ લાધ્યા પછી એને કશી પરવા નથી "નીરવ",
એ પૂજામાં નહીં બેસે કે સજદામાં નહીં આવે.



# હરકાન્ત જોશી

☐ વીનેશ અંતાણી

ટ્રેન મોડી પડી છે. હું રોજ સવારે આ જ ટ્રેનમાં દોઢ કલાકના અંતરે આવેલા શહેરમાં જાઉં અને સાંજે પાછો ફરું. પેસેન્જર ટ્રેન છે. બધાં સ્ટેશન કરે. મારે પીએચ.ડી.ની તૈયારી માટે યુનિવર્સિટીના પુસ્તકાલયમાં જવાનું હોય છે. થીસિસનો વિષય નક્કી થઈ ગયો છે. મારા ગાઇડે સ્વાતંત્ર્ય પછીના કેટલાક ગુજરાતી વાર્તાકારો પર કામ કરવાનું સૂચવ્યું. મને વિષય નવો ન લાગ્યો. વધારે ચર્ચા થઈ પછી તેમણે વિષય ફોકસ કરી આપ્યો. એ સમયમાં બહુ સારી વાર્તા લખતા, પણ અવગણાયેલા વાર્તાકારો પસંદ કરી તેમનું યોગ્ય મૂલ્યાંકન કરવાનું કામ મને સોંપ્યું. એ પડકાર મને ગમ્યો. લેખકોની પ્રાથમિક યાદી બનાવી સરને બતાવી. તેમણે બે-ત્રણ નામ કાઢી નાખ્યાં, એક ઉમેર્યું. હરકાન્ત જોશી. સરે કહ્યું, 'ઘણાં

વરસો પહેલાં તેમના ત્રણ વાર્તાસંગ્રહ પ્રકાશિત થયા હતા. વિલક્ષણ વાર્તાઓ. ત્યાર પછી તેમણે લખવાનું બંધ કરી નાખ્યું. અત્યારે ક્યાં રહે છે એની પણ ખબર નથી. તેમના સંગ્રહ ઉપલબ્ધ નથી, છતાં ક્યાંકથી શોધીને વાંચી જા, પછી ચર્ચા કરીએ.'

શહેરના કોઈ પુસ્તકાલયમાં હરકાન્ત જોશીનો એક પણ સંગ્રહ મળ્યો નહીં. હું અમદાવાદ જઈ તપાસ કરવાનું વિચારતો હતો. એવામાં સરે માહિતી આપી કે ગુજરાતીના એક નિવૃત્ત અધ્યાપક પાસે જૂનાં પુસ્તકો છે, કદાચ ત્યાંથી હરકાન્ત જોશીના સંગ્રહ મળે. આજે તેમને મળ્યો. તેમના ઘેરથી હરકાન્ત જોશીનો ત્રીજો અને છેલ્લો એક જ સંગ્રહ મળ્યો. પુસ્તકના પાછલા કવર પર લેખકનો ફોટો હતો. ફોટો ધ્યાનથી જોયો તો મને થયું, એ ચહેરો મેં ક્યાંક જોયો છે. મારો વહેમ પણ હોય. ક્યારેક કેટલાક લોકોના અણસાર મળતા આવે. પાછા વળતાં ટ્રેનમાં સંગ્રહની પહેલી વાર્તા વાંચી ગયો. મારું ધ્યાન ફરી-ફરીને ફોટા પર જતું હતું. મને કોઈ વ્યક્તિ યાદ આવ્યા કરતી હતી.

મારું સ્ટેશન નજીક આવ્યું ત્યારે હું ડબાના બારણામાં ઊભો રહ્યો. બહાર આછા અંધારામાં જાણીતી જગ્યાઓ પણ અજાણી લાગતી હતી. અચાનક ઝબકાર થયો. એક વૃદ્ધ વડીલનો ચહેરો મારી આંખ સામે તગતગી ઊઠ્યો. હું સવારે ટ્રેન પકડવા સ્ટેશને આવું ત્યારે એ પ્લૅટફૉર્મના બાંકડા પર બેઠા હોય, સાંજે પાછો આવું ત્યારે પણ ત્યાં જ હોય. મને નવાઈ લાગતી કે આ કોણ સવાર-સાંજ એક જ જગ્યાએ બેસે છે? પુસ્તકના ફોટા અને તે વડીલ વચ્ચે કશુંક સામ્ય લાગ્યું. એવું બને? તે માણસ હરકાન્ત જોશી હોઈ શકે? મારું અનુમાન આંધળું હતું, છતાં વિચારતો ગયો તેમ-તેમ એ શક્યતામાંથી છૂટી શક્યો નહીં. ખોટો પડું તો પણ મારે ખાતરી તો કરવી જ જોઈએ. આસાન છે. તેમનું નામ પૂછીશ, હરકાન્ત જોશી હશે તો હા પાડશે, નહીં હોય તો ના પાડશે.

અમારા ગામના રેલવેસ્ટેશન પર સવારે અને સાંજે એક આ જ ટ્રેન ઊભી રહે છે. એ સિવાયની બધી ટ્રેન ધડધડાટ પસાર થઈ જાય. સ્ટેશનનું મકાન પડવા જેવું થઈ ગયું છે. મારા ઉપરાંત માંડ એક-બે જણ ટ્રેનમાં ચડે. પ્લૅટફૉર્મ પર ફ્લેગ લઈને ઊભેલો રેલવેનો કર્મચારી હોય, હું હોઉં અને તે વડીલ હોય. આજે ટ્રેન મોડી પડી છે તો કદાચ તે ચાલ્યા ગયા હશે.

ટ્રેન ઊભી રહે એ પહેલાં જ તે દેખાયા. એ જ બાંકડા પર, એ જ રીતે. ટ્રેનમાંથી ઊતરી હું તેમની પાસે ગયો. કંઈ પૂછું એ પહેલાં ટ્રેનની વ્હિસલમાં મારો અવાજ દબાઈ ગયો. ટ્રેન ગઈ પછી તે ઊભા થયા. મેઇન ગેટમાંથી જવાને બદલે પ્લૅટફૉર્મ પરથી નીચે ઊતર્યા, પાટા ઓળંગી સામેની દિશામાં જવા લાગ્યા. હું તેમની પાછળ ગયો.

એ બાજુ ક્યાં જાય છે? ત્યાં તો

જૂનું ગામ છે. નવું ગામ રેલવેલાઇનની પેલી બાજુ છે. ઘણાં વરસ પહેલાં પૉર્ટ ટ્રસ્ટની વહીવટી ઑફિસના કર્મચારીઓ અને બંદર પર કામ કરતા લોકોનાં ક્વાટર્સ બન્યા પછી નવું ગામ વસ્યું. મારા પિતાજી પૉર્ટ ટ્રસ્ટમાં ઍડ્મિનિસ્ટ્રેટિવ ઑફિસર છે. તેમને મોટું મકાન મળ્યું છે. અમે એમાં રહીએ છીએ. જૂના ગામમાં મજૂરો અને રોજદારી કરતા અશિક્ષિત અને ગરીબ લોકો રહે છે.

હરકાન્તભાઈ એ અવિકસિત વિસ્તારમાં રહેતા હશે? હસવું આવ્યું. હું તે વડીલને હરકાન્ત જોશી તરીકે જ વિચારવા લાગ્યો છું. વધારે આગળ નીકળી જાય એ પહેલાં તેમને રોકવા મેં બૂમ પાડી :

'હરકાન્તભાઈ...'

ચોંકી ઊઠ્યા હોય એમ તેમણે પાછળ જોયું. મારી છાતી ધડકવા લાગી. કદાચ મારું અનુમાન સાચું પડ્યું છે. એવું ન પણ હોય. એકાન્ત જગ્યામાં અચાનક કોઈની બૂમ સાંભળીને તે ખચકાયા હોય. નજીક ગયો.

'આપનું નામ... હરકાન્તભાઈ છે ને?'

તેમણે જવાબ ન આપ્યો. ચાલવા લાગ્યા. ન સ્વીકાર, ન અસ્વીકાર. હું થેલામાંથી પુસ્તક કાઢવા ઊભો રહ્યો. ઝડપથી તેમની પાસે ગયો.

'આ જુઓ,' મેં કહ્યું.

લાઇટના થાંભલાના ઝાંખા અજવાળામાં તેમણે પુસ્તક પર અછડતી નજર નાખી. મારી સામે જોયું

'અને આ...' ફોટો બતાવ્યો.

એટલી ક્ષણોમાં મેં ફોટા સાથે તેમના ચહેરાની સરખામણી કરી લીધી. હરકાન્ત જોશીની યુવાનીનો ફોટો અને આ વૃદ્ધનો ચહેરો... ઉંમરે કામ કર્યું હતું, છતાં વેધક આંખો, હોઠનો મરોડ, અણિયાળું નાક...

તેમણે આંખ ઊંચી કરી સૂમસામ જગ્યામાં ક્યાંક જોયું.

'આપ...'

કોઈ પ્રતિક્રિયા આપ્યા વિના તે ફરી ચાલવા લાગ્યા. હું તેમની પાછળ ઘસડાયો. મને લગભગ ખાતરી થઈ ગઈ હતી કે તે હરકાન્ત જોશી જ છે. હું આડી આંખે તેમને જોઈ લેતો હતો. સફેદ પેન્ટ અને સફેદ બુશશર્ટ. મોટું કપાળ. શ્વેત પાંખા વાળ. ટટ્ટાર ચાલ. ચોક્કસ લયમાં મંડાતાં પગલાં.

થોડી વાર પછી તેમણે પૂછ્યું, 'તમે?'

મારું મોઢું સુકાઈ ગયું. જવાબ આપવા શબ્દો શોધવા પડ્યા. તેમનો અવાજ ઘેરો હતો, જાણે નાભિમાંથી ઊઠ્યો હોય. હું તેમના વિશે વધારે પડતી કલ્પના કરું છું. ટ્રેનમાં વાંચેલી સંગ્રહની પહેલી વાર્તાના નાયકનું વ્યક્તિત્વ તેમના પર આરોપિત કરી રહ્યો છું.

હું મારા વિશે, મારા થીસિસના વિષય વિશે, ટૂંકમાં બોલી ગયો.

'આ પુસ્તક... હરકાન્ત જોશીનો ત્રીજો અને છેલ્લો વાર્તાસંગ્રહ... મને તમારા... સૉરી ... તેમના બીજા બે સંગ્રહ જોઈએ છે. હું તેમની વાર્તાઓ વિશે લખવા માગું છું.'

જૂના ગામની બહાર બેઠા ઘાટના એક મકાનના ઝાંપા પાસે ઊભા રહ્યા. તેમનું ઘર હશે? આવી સૂમસામ જગ્યામાં? એકલુંઅટૂલું ઘર. આજુબાજુ એક પણ મકાન નથી. પહેલી વાર અવઢવમાં લાગ્યા. ઝાંપો ઉઘાડ્યો. આંગણું પસાર કરી ઘરનું તાળું ખોલ્યું. હું અસમંજસમાં ઊભો રહ્યો, તેમની પાછળ જાઉં કે પાછો વળું?

ઘરમાં દાખલ થતાં પહેલાં પાછળ જોયા વિના તે બોલ્યા, 'કાલ સવારે અગિયાર વાગ્યે.'

બીજી જ ક્ષણે ઘરના અંધારામાં અંતર્ધાન થઈ ગયા.

• • •

બીજે દિવસે સમયસર તેમને ઘેર પહોંચ્યો. ઘરને તાળું હતું. એમ કેમ થયું? તેમણે જ મને મળવાનો સમય આપ્યો હતો. તો શું કાલ સાંજે મેં બરાબર સાંભળ્યું નહીં હોય? ના, તેમનો અવાજ હજી મારા કાનમાં ગુંજે છે : કાલ સવારે અગિયાર વાગ્યે. ભૂલી ગયા હશે? વૃદ્ધાવસ્થામાં ઘણા લોકો ભૂલવા લાગે છે. કોઈ કામસર બહાર ગયા હશે.

આંગણાની ભીંતની બહાર થોડાં વૃક્ષો છે. તેમણે વાવ્યાં હશે? બે વૃક્ષો પર ગરમાળો અને ગુલમોરનાં ભરચક ફૂલો ખીલ્યાં છે. જમીન ભીની છે. સવારે પાણી પાયું લાગે છે. તડકો આકરો થવા લાગ્યો છે. તડકામાં બહાર ઊભા રહેવાને બદલે ઝાંપો ખોલી આંગણામાં ગયો. ફૂલછોડનાં કૂંડાં રુચિપૂર્વક ગોઠવ્યાં છે. કૂંડાંની માટી પણ ભીની છે.

ઓટલા પર બેઠો. બાજુમાં હીંચકો છે. એના પર મધુમાલતીની વેલ ચડાવી છે. હીંચકા પર એક પુસ્તક ખુલ્લું ઊંધું પડ્યું હતું. વાંચતાં-વાંચતાં અગત્યનું કોઈ કામ યાદ આવ્યું હશે. ઉતાવળે ભાગ્યા લાગે છે. પુસ્તક ઘરમાં મૂકવાનું યાદ નથી આવ્યું. એકલા રહે છે? કુટુંબના બીજા લોકો બહારગામ ગયા હશે.

પુસ્તક જોયું. કેન કેસીની અંગ્રેજી નવલકથા 'સમટાઇમ્સ અ ગ્રેટ નોશન.' થોડાં પાનાં પછી પીંછું મૂક્યું છે. બુકમાર્ક તરીકે પીંછું? ગમ્યું, સવાર-સાંજ વેરાન સ્ટેશનના બાંકડા પર બેસી રહેતા માણસને આવા પુસ્તક વાંચવાનો શોખ હશે? થોડાં પાનાં ફેરવ્યાં. ધ્યાન કેન્દ્રિત કરી શક્યો નહીં. અજાણ્યાના આંગણામાં બેઠો છું અને તેમણે વાંચી લીધેલાં પાનાં વાંચવાનો પ્રયત્ન કરું છું, જાણે અત્યારે પણ હું તેમની પાછળ-પાછળ જતો હોઉં.

ક્યારે આવશે? આવશે તો ખરા ને? અનિશ્ચિતતા ઘેરી વળી. ઝાંપામાં ઊભો રહ્યો. લૂ શરૂ થઈ ગઈ છે. ખુલ્લા મેદાનમાં ધૂળ ઊડે છે. બે-ત્રણ ગધેડા ચરે છે. બાવળ અને આકડાની પાછળ જૂનું ગામ ઢંકાઈ ગયું છે. બહારની સુસ્તી મારી અંદર ઊતરી. નારાજગી સાથે ગુસ્સો ભળ્યો. તેમને તો કશાયની પડી નથી. એક વિદ્યાર્થી તેમને મળવા માગતો હોય, તે પોતે સમય આપે, છતાં ચાલ્યા જાય? તેમને કારણે મારો આજનો દિવસ બગડ્યો.

પરિચય આપવા માગતા ન હોય તો સ્પષ્ટ ના પાડે, કહી દે કે તે હરકાન્ત નથી.

એક કલાક થઈ ગયો. શું કરું? રાહ જોઉં કે જાઉં? પછી શું? તેમને મળવું તો પડશે જ. કાલ રાતે ઉજાગરો કરીને હરકાન્ત જોશીની થોડી વાર્તાઓ વાંચી ગયો હતો. જુદા જ પ્રકારની વાર્તાઓ. મેં વાંચેલી વાર્તાઓનાં બધાં પાત્રો અકળ મૂંઝવણ અનુભવે છે. બધાં જાણે જીવન અને સંબંધનો મર્મ સમજવાની નિરર્થક કોશિશ કરે છે. બાહ્ય વર્તન શુષ્ક, અંદરથી લાગણીશીલ. લયબદ્ધ ગદ્ય, કવિતાની નજીક. મારા ગાઇડનો નિર્ણય સાચો છે. હરકાન્ત જોશી વિશે લખ્યા વિના મારો થીસિસ અપૂર્ણ રહેશે. મારે એ કામ કરવું જ જોઈએ. હરકાન્ત જોશીનો વિચાર કરું છું અને તે વડીલ નજર સામે તરી આવે છે. ખાતરી નથી કે તે હરકાન્ત છે કે નહીં. મારે તો હરકાન્ત જોશીના બે વાર્તાસંગ્રહ જોઈએ છે. તેમની પાસેથી મળશે તો ઠીક છે, નહીંતર ગમે ત્યાંથી શોધી કાઢીશ.

એક અજાણ્યો માણસ... મળવાનો સમય આપીને અલોપ થઈ ગયો છે. એક વાર જાણવું તો પડે જ કે મારું અનુમાન સાચું છે કે ખોટું. ક્યાં ગયા હશે? સ્ટેશનમાં બેઠા હશે? ત્યાં જોઈ આવું?

સ્કૂટરથી બીજે રસ્તે થઈને જવું પડ્યું. બાંકડો ખાલી હતો. સ્ટેશનનો સફાઈ કર્મચારી મંગુ મને ઓળખે છે. બાંકડા સામે આંગળી ચીંધીને એને પૂછ્યું : આજે આવ્યા હતા? તેણે સામો સવાલ પૂછ્યો, 'કોણ? રોજ બાંકડે બેસે છે ઈ? આયા'તાને! આયા વગર રે' જ નઈને.'

'તેમનું નામ શું છે?' મેં પૂછ્યું. તેણે માથું ખંજવાળ્યું, 'ઈ પૂછ્યું નથી. તમને ઈમનું સું કામ પડ્યું?' મેં ગોળ-ગોળ જવાબ આપ્યો. 'સાંજે આવજો, ઇયાં જ બેઠા હસે.'

સાંજે પણ ન મળે તો? હું વધારે સમય બગાડવા માગતો નથી. આજે બપોર પછી ફરી પાછો તેમને ઘેર જઈશ, અચાનક છાપો મારી પકડી પાડીશ. એક જ સવાલ પૂછવાનો છે - તમે હરકાન્ત જોશી છો કે નથી? રાતે વાંચેલી હરકાન્તની એક વાર્તા યાદ આવી. વાર્તાનાયક કહે છે : મને પણ ખબર નથી, હું કોણ છું? શું પામવા આ અજાણી દુનિયામાં આવ્યો છું? મારું કોઈ નથી, હું કોઈનો નથી. નિઃશેષ થઈ ગયેલા આત્માની જેમ ભટક્યા કરું છું.

• • •

બપોરે સાડાત્રણે પહોંચી ગયો. સ્કૂટર થોડે દૂર પાર્ક કર્યું. ઘર ખુલ્લું હતું. અવાજ ન થાય એમ ઝાંપો ખોલ્યો. ધીમાં ડગલે બારણા સુધી પહોંચ્યો. એ ખુરશી પર નીચે માથે બેઠા હતા. ઊંડા વિચારમાં ડૂબેલા. ટિપાઈ પર ચેસબોર્ડ. એના પર પ્યાદાં. કોની સાથે રમે છે? ટિપાઈની સામે મૂકેલી ખુરશી પર કોઈ નથી. કદાચ પાણી પીવા કે બાથરૂમમાં ગયું હશે.

'સર...'

તેમણે માથું ઊંચું કર્યું. મને જોઈને એમને આશ્ચર્ય ન થયું, જાણે તેમણે ધારેલું

જ બન્યું હોય. સામેની ખુરશી પર બેસવા ઇશારો કર્યો. હું ઊભો રહ્યો. તેમને કંઈ કહું એ પહેલાં તે બોલ્યા :

'તમને ચેસ રમતાં આવડે?'

'શીખ્યો છું, પણ... '

'ચાલો, એક બાજી રમીએ.'

'પણ તમારી રમત અધૂરી છે. એ આવશે તો...'

'કોણ?'

'તમે જેની સાથે રમો છો તે?

'ઓહ તે! હું તો એકલો રમતો હતો. આ બાજુ હું, પેલી બાજુ પણ હું. અહીં બેસીને મારી ચાલ ચાલું, ત્યાં બેસીને એની ચાલ.'

રમૂજ કરે છે? ના, ગંભીર છે. નવી રમત માટે પ્યાદાં ગોઠવ્યાં.

'તમે સ્ટીફન ઝ્વાઇગની 'રૉયલ ગેમ' વાર્તા વાંચી છે?'

'નથી વાંચી.'

'વાંચજો. ગજબની વાર્તા છે. મેં તો એટલી બધી વાર વાંચી છે કે આખી કડકડાટ બોલી જાઉં.' માથું ઊંચું કર્યું. આંખ પાસે વિચિત્ર સળ દેખાયા. ઉંમરની બહારના સળ. સ્મિતની નિશાની નથી. 'એ વાર્તાનો નાયક નાઝીઓની કેદમાં હતો ત્યારે એકલો-એકલો ચેસ રમતો. તેણે ચેસનું એક પુસ્તક વારંવાર વાંચીને વિશ્વના મહાન ચેસ-પ્લેયર્સની બધી ચાલ આત્મસાત્ કરી લીધી હતી. કેદના ભયાનક એકાન્તથી બચવા ચેસ રમ્યા કરતો. બંને ખેલાડીની ચાલ મનમાં જ ચાલે. પોતે જ પોતાનો સ્પર્ધક! કેવું નહીં?'

એકાએક બધાં પ્યાદાં ઉપાડી લીધાં. ચેસબોર્ડ વાળી બાજુમાં મૂક્યું.

'તમે બધું આટોપી કેમ લીધું?'

મારો પ્રશ્ન સાંભળીને એ ચમક્યા?

'શું? શું આટોપી લીધું છે મેં?'

'ચેસબોર્ડ, પ્યાદાં...'

મૂંગા રહ્યા. બહાર ક્યાંક હોલો બોલે છે એના પડઘા ઘરમાં પડે છે. બંધ પડેલી ખાલી જગ્યાઓમાં એવા પડઘા પડે. એક નજરમાં આખો રૂમ જોઈ લીધો. બારી પાસે દીવાન, સામસામી ખુરશી, વચ્ચે ટિપાઈ, પાણીની બૉટલ. ભીંતો ખાલી છે. બારણાની સામે બીજો રૂમ હતો. તેમનો સૂવાનો રૂમ હશે. એની બાજુમાં રસોડું.

'હું સવારે આવ્યો હતો. તમે મળવાનો સમય આપ્યો હતો, પરંતુ...'

તેમણે માથું હલાવ્યું. કોઈ સ્પષ્ટીકરણ ન આપ્યું.

'ઘણી વાર રાહ જોઈ, પછી સ્ટેશને ગયો.'

'સ્ટેશને? કેમ?'

'શોધવા.'

'મળ્યો?'

'કોણ?'

'તમે શોધવા ગયા હતા તે?'

'હું તો તમને...' વાક્ય પણ પૂરું કરી શકતો નથી. તેમની આંખમાં જોઉં છું અને શબ્દો ચૂકી જાઉં છું. 'તમે ત્યાં ન હતા.'

'એથી જ.'

શું કહેવા માગે છે? એ ત્યાં ન હતા

એટલે જ મળ્યા હોત? કોયડા જેવું બોલે છે. ફરી અકળ મૌનમાં ડૂબી ગયા. આ જ તક છે તેમને અસાવધ પળમાં પકડી પાડવાની. મારે તેમને એક જ સવાલ પૂછવો છે અને તેમણે એક જ શબ્દમાં જવાબ આપવાનો છે. હા અથવા ના. તે હરકાન્ત જોશી નહીં હોય તો હું બીજી જ ઘડીએ ચાલ્યો જઈશ. હા પાડશે તો જ મારે થોડો સમય તેમની સાથે ગાળવો પડશે. તેમના બે વાર્તાસંગ્રહ લઈને ચાલ્યો જઈશ.

મારો સવાલ મનમાં ગોઠવવા લાગ્યો. ગોઠવવા જેવું શું છે? સીધેસીધું પૂછી લેવાનું છે. તે જાણે મારી સાથે પકડદાવની રમત રમે છે. મારા પર દાવ છે, તેમની પાછળ દોડું છું, હાથવેંતમાં જ છે, પકડવા જાઉં છું તો મારા હાથમાં હવા આવે છે.

'ચા પીશો?'

'સર, તમારાથી ઘણો નાનો છું. મને તું કહેશો તો ગમશે. મારું નામ...'

'જરૂર નથી. નામ ગમે તે હોય, શો ફરક પડે છે?'

એકાએક હળવા થઈ ગયા. ખડખડાટ હસ્યા. આંખ પાસેના સળ વધારે ખેંચાયા. ખુરશીને પગથી પાછળ હડસેલી ઊભા થયા.

'મેં પી લીધી છે. તમારા... તારા માટે બનાવું.'

'રહેવા દો, સર... પીને જ નીકળ્યો છું. મારે એટલું જ જાણવું છે કે...'

'અહીં આવ.'

બીજા રૂમમાં ગયા. હું તેમની પાછળ ગયો. એ રૂમ પણ લગભગ ખાલી હતો. પલંગ, ટેબલ, ખુરશી કે એવું કોઈ ફર્નિચર નથી. ત્રણેય ભીંતો અસંખ્ય પુસ્તકોથી ઠસોઠસ ભરી છે. મારો જીવ હેઠો બેઠો. એ તેમનાં પુસ્તક આપવા મને અહીં લાવ્યા છે. તેમણે બારી ઉઘાડી. અજવાળું વધ્યું. હું વ્યવસ્થિત ગોઠવેલાં પુસ્તકો પર નજર ફેરવવા લાગ્યો. પહેલી નજરે જ ખ્યાલ આવી ગયો કે વિશ્વસાહિત્યનાં અનેક પુસ્તકો તેમણે વસાવ્યાં છે. ક્યારે વાંચ્યું હશે આ બધું?

એ પણ મારી સાથે જોડાયા. એક-એક પુસ્તક પર આંગળી મૂકી બોલતા હતા, 'આ દોસ્તોયવસ્કી, આ કાફકા, આ ગેબ્રિયલ ગાર્સિયા માર્કવેઝની 'વન હન્ડરેડ યર્સ ઑફ સોલિટ્યૂડ...'

તેમનો ઉત્સાહ મને સ્પર્શી ગયો. તે જાણે પરિવારજનોની ઓળખાણ આપતા હોય. મારી સામે વળ્યા.

'સોલિટ્યૂડ... તું એનો અર્થ તો જાણતો જ હશે.'

શું કહેવા માગે છે આ માણસ?

'સોલિટ્યૂડ એટલે...'

'એ નહીં, ડિક્શનેરીનો અર્થ નહીં. સોલિટ્યૂડ અનુભવનો વિષય છે, શબ્દાર્થનો નહીં.'

બોલવા જ નથી આપતા. ઉતારી પાડવા માગે છે? ધારીને જોયું તો એવું ન લાગ્યું. પોતાની અંદર ભટકે છે, તેમની જ ધૂનમાં બોલે છે. સંદર્ભ વિના કશુંક

બોલે અને અધૂરું છોડી દે.

'રવીન્દ્રનાથ આ બાજુ છે, આ તરફ ફિલૉસૉફીનાં પુસ્તકો, ત્યાં વાઇલ્ડ લાઇફનાં સામયિકો... ગુજરાતી પુસ્તકો પેલા રૅકમાં છે. તું આરામથી જો, હું બહાર બેઠો છું.'

થાકી ગયા? કદાચ હું તેમનાં પુસ્તકો સુધી પહોંચું એ વખતે હાજર રહેવા માગતા નથી. મેં ગુજરાતી પુસ્તકોના રૅકમાંથી દરેક પુસ્તક કાઢી-કાઢીને જોયું. હરકાન્ત જોશીનો એક પણ સંગ્રહ ન મળ્યો. બહુ થયું, હવે આ રમત પૂરી કરવાનો સમય પાકી ગયો છે. બહાર આવ્યો.

તેમની જગ્યાએ બેઠા છે. એકલા અને ખોવાયેલા. ખોળામાં બિલાડી સૂતી હતી. તે એના પર હળવે-હળવે હાથ ફેરવતા હતા. મને જોઈને બિલ્લીએ તેમની સામે જોયું, મ્યાઉં બોલી અને પાછી સૂઈ ગઈ. તેમને આ રીતે બેઠેલા જોઈ મને સોલિટ્યૂડનો - નિતાંત એકલતાનો - નક્કર આકાર દેખાયો.

'સર...' સમાધિમાં ભંગ પડ્યો. પરાણે આંખ ઊંચી કરીને મારી સામે જોયું. 'તમારી પાસે આટલાં બધાં પુસ્તકો છે, પણ તેમનો એક પણ સંગ્રહ...'

'કોનો?'

'હરકાન્ત જોશીનો.'

'જરૂરી નથી કે બધા લેખકોનાં પુસ્તક મારી પાસે હોય.'

'પણ... હરકાન્તભાઈ...'

'એનું શું છે? નથી તો નથી!'

'તમે તેમના વિશે જાણતા તો હશો જ. ગુજરાતીના જાણીતા સાહિત્યકારોનાં પુસ્તકો તમારી પાસે છે. તો...'

તેમના મોઢા પરથી પીડાની આછી છાયા પસાર થઈ કે મને વહેમ ગયો? આ માણસ અને પીડા? તેમને કોઈ પણ ભાવ સાથે જોડવા અશક્ય છે. હું સામેની ખુરશી પાછળ ઊભો છું. સાંજ પડવા આવી છે. સમય મારા હાથમાંથી સરકી રહ્યો છે. તેમનો ચાલવા જવાનો સમય થાય એ પહેલાં પોતાની આસપાસ જાળાં ગૂંથતા આ માણસને હું કબૂલ કરાવીને જ જંપીશ કે ...

તેમણે ખુલ્લા બારણા સામે જોયું, જાણે કોઈને અપલક જોતા હોય. મારો સવાલ હોઠ સુધી આવ્યો, પણ અંદર જ ગંઠાઈ ગયો.

'તને કોઈ સુગંધ આવે છે?'

કોને પૂછ્યું? મને કે બારણામાં ઊભેલી અદૃશ્ય વ્યક્તિને? આ માણસને પળવારમાં વાસ્તવિકતાને અવાસ્તવિકતામાં પલટી નાખવાનો જાદુ આવડે છે કે શું?

'અરવિંદ આશ્રમની અગરબત્તીની સુગંધ છે. રોજ સવારે ચાર-પાંચ અગરબત્તી કરું. એની સુગંધ આખો દિવસ ઘરમાં રહે છે. મેં તો એ સુગંધનું નામ પણ પાડ્યું છે. કલ્પી શકે છે, શું નામ પાડ્યું હશે?'

ફરી વિચિત્ર સવાલ.

'ફ્રેગ્રન્સ ઑફ સ્પિરિચ્યુઆલિટી?' મેં

જવાબ આપ્યો.

મોટેથી હસ્યા. હું ભોંઠો પડ્યો.

'ના, સ્મેલ ઑફ લોન્લીનેસ... એકલતાની ગંધ.'

એ સાથે જ આખા ઘરની, નમતા બપોરની, મેદાનમાં ઊડતી ધૂળની, જૂના ગામની, આકડાની, બાવળિયાની, હોલારવની બધી એકલતા સમેટાઈને સામે બેઠેલા માણસને ઘેરી વળી. બિલાડી ખોળામાં સળવળી.

'સાંભળ, એક વાત કહું,' અચાનક શું યાદ આવ્યું? 'એક યુવાન હતો. ત્રેવીસ-ચોવીસ વર્ષનો. હાઈસ્કૂલમાં શિક્ષક હતો. એક છોકરીને ઘેર ટ્યૂશન આપવા જતો. રોજ સાંજે દોઢ-બે કલાક બંને એકલાં હોય. પ્રેમ થઈ ગયો. છોકરાના ઘરમાં બધાં રાજી હતાં. છોકરીના ઘરમાં ખબર પડી ત્યારે બહુ વિરોધ થયો. એક દિવસ તેમણે છાનાંમાનાં રજિસ્ટર મૅરેજ કરી લીધાં. છોકરાની માએ દીકરાની વહુને હોંશે-હોંશે પોંખીને ગૃહપ્રવેશ કરાવ્યો. સાંજે છોકરીનો બાપ અને ભાઈ પાંચ-છ ગુંડા લઈને આવ્યા. મારપીટ કરી. છોકરીને બળજબરીથી ઉપાડી ગયા. છોકરાના ઘરનાએ પોલીસમાં ફરિયાદ કરી, કંઈ વળ્યું નહીં. છોકરીનું શું થયું એની ખબર જ ન પડી.'

તેમણે અધૂરી રાખેલી વાત મેં આ ઘરમાં લટકતી અનુભવી.

'પછી?'

'વાર્તા નથી કે એનો કોઈ અંત હોય.'

વાર્તા નથી તો શું છે?

'એ રોજ અહીં આવતો. કલાકો સુધી ચૂપચાપ બેસી રહેતો. સામેની ખુરશી પર.'

આ ખુરશી, ખાલી. સામે તે બેઠા છે. બંને ખુરશી પર વારાફરતી બેસે, બે જણ વતી પોતે જ રમે.

'હવે ક્યાં છે?'

તેમણે પ્રશ્નભરી નજરે મારી સામે જોયું.

'તે... તમે જેની વાત કરો છો તે.'

'ગુમ થઈ ગયો.'

'ગુમ? અચાનક? બધું છોડીને?'

'કોઈ અચાનક ગુમ થતું નથી. દરક્ષણે થોડું-થોડું ખોવાતું જાય અને પછી દેખાતું સાવ બંધ થઈ જાય.'

'તમે તપાસ ન કરી?'

કડવું સ્મિત.

'કોઈ પોતાને ટૉર્ચર કરવા માગતું હોય તો તેને શોધવાની શી જરૂર? મળે તોય બીજી વ્યક્તિ હોય.'

સપાટ ચહેરો, ભાવહીન - ગુમ થઈ ગયેલા માણસ જેવો.

'પણ, સર... આવી પ્રેમભંગની ઘટના તો ઘણાના જીવનમાં...'

'વાત એમાંથી જન્મતી પીડાની છે... ઘટના ગમે એ હોય, પણ પીડા...' મોઢા પર હાથ ફેરવ્યો. 'પીડા માણસને ક્યાંયનો રહેવા દેતી નથી. બધું અસંગત બની જાય - અંગત અને નિરર્થક.'

પહેલી વાર આટલા ઊઘડ્યા છે. તેમણે એ વાત મને કેમ કરી? કદાચ ઘણા વખતે

મારા જેવો શ્રોતા મળ્યો, એથી કશુંક યાદ આવ્યું હશે અને બોલવા લાગ્યા હશે... અથવા સોલિટ્યૂડનો અર્થ ઉદાહરણ આપીને સમજાવે છે.

હું તેમને કશું પૂછું એ પહેલાં ઊભા થયા. બિલાડી દોડતી બહાર ચાલી ગઈ. તેમણે ચાલવાના બૂટ પહેર્યા. તાળું હાથમાં લીધું. હું સમજી ગયો, મારો સમય પૂરો થયો છે, તેમણે મને કાઢી મૂક્યો છે, પરંતુ હું તેમનો પીછો છોડવાનો નથી. આ પકડદાવનો અંત મારે લાવવો જ પડશે. સ્કૂટર ત્યાં જ રાખી તેમની પાછળ અને પછી સાથે ચાલવા લાગ્યો. તેમણે મારી સામે જોયું, પણ નહીં. ધૂળિયા રસ્તેથી જૂના ગામનો લાંબો ચક્કર મારી રેલવેના પાટાની સમાંતરે ચાલતા રહ્યા. નમતા સૂરજના છેલ્લા-છેલ્લા તડકામાં પાટા ચળક હતા. ટટ્ટાર ચાલે છે, છતાં મને અંદરથી વાંકા વળેલા લાગ્યા. એક જ ઝાપટ મારવાની જરૂર છે અને તેમના પર છવાયેલી બધી ધૂળ, બધી માટી, કદાચ ઝટકાઈ જાય.

એક શબ્દ બોલ્યા નથી. હું થાક્યો છું, એ થાક્યા નથી. વિચારમાં એટલા ગરકાવ કે વિચારતા હોય એવું લાગે નહીં. મૌન છે, છતાં અઢળક વાતો કરે છે. ચોક્કસ લયમાં ચાલે છે, જાણે હરકાન્ત જોશીની વાર્તાઓના ગદ્યનો લય તેમના લોહીમાં વહેતો હોય. હરકાન્ત જોશીએ એક વાર્તાના પાત્રની ઓળખ આપવા જાપાની લેખક અકુતાગાવાનું વાક્ય મૂક્યું છે : 'તે તેની જિંદગી એટલી ઉત્કટતાથી જીવવા માગતો હતો કે કોઈ પણ ક્ષણે અફસોસ વિના મૃત્યુ પામી શકે.'

શું આ માણસ - કોઈ હરકાન્ત જોશી - પણ એવું જ જીવન જીવતો હશે? આ માણસે આડીઅવળી વાતો કરીને મારા મગજમાં ગૂંચળાં ઊભાં કર્યાં છે - કોઈ યુવાનની પ્રેમિકા-પત્નીને તેનો બાપ ઉપાડી જાય અને તે ક્યારેય પાછી ન આવે, અગરબત્તીની સુગંધને એકલતાનું નામ આપે, પોતાની સાથે જ ચેસ રમે, ઘરમાંથી મોટા ભાગની વસ્તુઓ કાઢી નાખે, પુસ્તકોની દીવાલ વચ્ચે કેદ થઈને જીવે... છતાં રોજ સવારે વૃક્ષો અને ફૂલછોડને પાણી પાય.

સૂરજ નમી ગયો છે. અમે પાટા ઓળંગી સ્ટેશનમાં પ્રવેશ્યા. હંમેશ જેવું નિર્જન સ્ટેશન. તે તેમના બાંકડા પર બેઠા. હું થોડી વાર ઊભો રહ્યો પછી તેમની બાજુમાં બેઠો. તેમણે મારી નોંધ ન લીધી. થોડી વારમાં ટ્રેન આવશે. હું રોજ સાંજે ટ્રેનમાંથી ઊતરું એ પહેલાંના સ્ટેશનને મારી બાજુમાં બેઠેલા માણસની નજરે જોવા લાગ્યો. ક્યાંક કશુંક બહુ સ્પષ્ટ છે, છતાં ધૂંધળું. મેં ધુમ્મસ સાફ કરવા મોઢું ઉઘાડ્યું, પરંતુ તેમને પૂછી શક્યો નહીં કે તે હરકાન્ત જોશી છે કે નહીં. કદાચ ક્યારેય નહીં પૂછું. આ ક્ષણે તે મારી બાજુમાં છે અને હું તેમની બાજુમાં - એટલું પણ મારા માટે પૂરતું છે.

❑❑❑



# વહાલાં ઈશામા

☐ ફાલ્ગુની રાકેશ પારેખ

**તે**જસ્વી ઝળહળતું વ્યક્તિત્વ એટલે ઈશા-કુન્દનિકા. સાહિત્યક્ષેત્રે તેમના ક્રાંતિકારી વિચારોના વંટોળમાં સમાજના ખોખલાં રિવાજો અને બંધનો તો તણખલાની જેમ ક્યાંય ઊડી જાય. તેમની પાણીદાર કલમે લખાયેલ શબ્દો વાચકોને હૈયા-સોંસરવા ઊતરી જાય. તેમણે રજૂ કરેલા પ્રશ્નો વિશે વિચાર કર્યા વિના તમે રહી જ ન શકો. સ્ત્રીશક્તિનાં પ્રખર હિમાયતી અને સમાજમાં સ્ત્રીઓને બંધનકર્તા રૂઢિવાદી રિવાજો સામે અવાજ ઉઠાવનાર આ લેખિકા વિશે તો ઘણું-ઘણું લખાયું છે. ઘણાના મોઢે સાંભળ્યું છે કે કુન્દનિકાબહેન સાથે કામ કરવું કપરું હતું. તેમના ચોકસાઈ અને સત્યપ્રિયતાના આગ્રહને કારણે કદાચ. પણ હું જે

વ્યક્તિને થોડીઘણી ઓળખી શકી એ તો ઈશામા. મૃદુ, પ્રેમાળ, બાળક સહજ ઊર્મિઓનાં સ્વામિની, પ્રખર વિચારક, ઉષ્માસભર વ્યક્તિત્વ. સ્નેહથી ઊભરાતી આંખો અને હૂંફાળું સ્મિત જાણે કે તેમની ઓળખ. તેજસ્વી મુખ, કપાળમાં મોટો ચાંદલો અને સુઘડ છતાં થોડાં વિખરાયેલા વાળનો અંબોડો. જોઈને જ તેમને પ્રણામ કરવાનું મન થાય.

તેમના જીવનનું સબળ પાસું એટલે ચોકસાઈ. દરેક બાબતે ચોકસાઈનાં ખૂબ જ આગ્રહી, પછી એ લેખન હોય, કામ હોય કે જીવનઘડતર હોય. તેમના કોઈ પણ લેખ કે વાર્તા કે પત્રના લખાણમાં એક અનુસ્વારની પણ ભૂલ ચલાવી ન લે. કોઈ લેખ કે વાર્તા લખી હોય તો ઘણા દિવસો સુધી એના વિશે ચિંતન-મનન કરતાં રહે. પરિણામે એમાં નવું-નવું ઉમેરાતું જાય. તેમને વહેલી સવારે લખવાનું કદાચ સવિશેષ ગમતું. ઘણીવાર એવું બને કે હું નંદિગ્રામ જાઉં ત્યારે મારા હાથમાં તેમણે લખેલા લખાણની ડાયરી પકડાવી કહે, “આ જરા જોઈ જા. ન સમજ પડે તો પૂછજે અને સારા અક્ષરમાં ઉતારી લે.” ત્યાર પછી ચાલે વાંચન અને મઠારવાની પ્રક્રિયા. સાંજ સુધીમાં તો લાગે કે લખાણને આખરી ઓપ અપાઈ ગયો, પણ બીજા અઠવાડિયે જાઉં ત્યારે કહે, “બહેન, પેલા લખાણમાં આ બે લાઇન ઉમેરવી છે.” આમ કરતાં-કરતાં જે આખરી લખાણ તૈયાર થાય એ તો કમાલ જ હોય.

કામની બાબતમાં પણ એટલાં જ ચોક્કસ. રોજ સવારે આજે કરવાનાં કામની યાદી બનાવે. એ મુજબ જે તે વ્યક્તિને એની સોંપણી કરે. પછી એ કામ થયું કે નહીં એની પૂછપરછ પણ કરે. નંદિગ્રામમાં કામનો તો પાર નહીં. આરોગ્ય, શિક્ષણ, ગ્રામવિકાસ, સહાય - દરેક વિભાગના કામની દેખરેખ, સ્ટાફના સભ્યો-કર્મચારી દરેકનાં કામની વહેંચણી, આવેલાં ડૉનેશનની એકેએક પાઈ ક્યાં અને કઈ રીતે વાપરવી એનું આયોજન. આ બધું જ સતત તેમની નજર હેઠળથી પસાર થાય. કામના આટલા ભારણ વચ્ચે પણ જ્યૂટ અને કૉટનની જુદી-જુદી ડિઝાઇનની થેલી, પર્સ બનાવડાવવાં, સુવાક્યનાં કાર્ડ, કવર, બુકમાર્ક તૈયાર કરાવડાવવાં, એના પર દોરાતી ડિઝાઇન પર પણ તેમની નજર હોય. રંગોની પસંદગીની સૂઝ ગજબની. નંદિગ્રામનાં મકાનોમાં તેમજ જુદી-જુદી જગ્યાએ ટાંગવા માટે બનાવાતાં ડિસ્પ્લેકાર્ડનું લખાણ, એની સાથે મેળ ધરાવતું ચિત્ર વગેરેની પસંદગી પણ તેમની જ. ડૉક્ટરોને મોકલાતાં મીઠાઈનાં બૉક્સ પર ‘નંદિગ્રામ પરિવાર’નું સ્ટિકર સીધું અને બરાબર મધ્યમાં ચોંટાડાયું છે કે નહીં એનું પણ ધ્યાન રાખે. વળી એ મીઠાઈ નંદિગ્રામના રસોડે બનાવડાવેલી હોય. પૌષ્ટિક અને સાત્ત્વિક ખોરાકનાં આગ્રહી. નંદિગ્રામમાં ભણવા આવતાં બાળકોને આપવાના

નાસ્તા પૌષ્ટિક હોય એનું ખાસ ધ્યાન રાખે. દિવસ દરમ્યાન જો આદિવાસી બાળકો તેમની પાસે આવી ચડે તો તેમને રમત રમાડે, સામાન્ય જ્ઞાનના પ્રશ્નો પૂછે અને પછી ચીકી આપે. સ્ટાફના સભ્યોને બચત કરતાં પણ શીખવ્યું. દરેક સભ્યના નામની થેલી બનાવેલી. દર મહિને જે તે સભ્ય પોતાની થેલીમાં બચતની રકમ મૂકે. ઈશામા એમાં પોતાના તરફથી પૈસા ઉમેરી થેલી કબાટમાં મૂકી દે. મોટી રકમ ભેગી થાય એટલે તે સભ્યના બૅન્કના ઍકાઉન્ટમાં જમા કરાવી દે. તેમની સાથે કાર્ય કરનાર દરેકને એક-એક કાર્યપોથી અને વિકાસપોથી આપેલી. કાર્યપોથીમાં કરવાનાં કામ તથા થઈ ગયેલાં કામની નોંધ કરવાની અને વિકાસપોથીમાં સાધનામાં કેટલો વિકાસ થયો, પોતાની જાત પર કેટલું કામ થયું એની નોંધ કરવાની. તેઓ પોતે દરેકેદરેક કાર્યની નોંધ રાખતાં. એ માટે અલગ-અલગ ડાયરીઓ બનાવેલી. ડાયરી પર સરસ ચિત્ર ચોટાડ્યું હોય. એમાં તારીખ સાથે કામની નોંધ હોય. થઈ ગયેલાં કાર્યની પાછી અલગ ડાયરી. કામની બાબતમાં યાદશક્તિ અને ચીવટ ભારે. તેમની સાથે વર્ષોથી કાર્ય કરતા સભ્યોમાં તમને આ ચીવટ અને ચોકસાઈ સહજ ઊતરી આવેલાં જોવા મળે. કયા વારે કઈ પ્રાર્થના, કયું ભજન, કઈ સાધના કરવી એનું સાહિત્ય પણ તૈયાર. પ્રાર્થનાના સવાર-સાંજના સમય અચૂક જાળવતાં.

ઈશામા પોતે તો કાર્યરત હોય જ, પણ તેમની સાથે રહેનારને પણ કાર્યમાં પ્રવૃત્ત રાખે. સમયનો ઉપયોગ નક્કર કામ કરવામાં વાપરવો એવું કહેતાં. કાયમ એક વાત કહેતાં : તમે તમારા ખૂણાખાંચરાનો સમય શેમાં વ્યતીત કરો છો એ તપાસો (બે કાર્ય વચ્ચેનો સમય કે તમે જેને નવરાશનો સમય કહો છો એ). ક્યાંક એ સમય મોબાઇલ કે ટીવીમાં તો નથી જતો રહેતો ને? કોઈક નાનકડું સર્જન-નાનું કાર્ડ બનાવવું કે એવું કંઈક, કોઈ નાનકડા વિચાર પર ચિંતન, નામસ્મરણ, ગીતાના શ્લોકનું રટણ-મનન, પશુ, પંખી, વનસ્પતિ, ફૂલોનું અવલોકન, કુદરતનું સભાનપણે સાંનિધ્ય માણવું કે પછી કોઈ પ્રવૃત્તિની રૂપરેખા તૈયાર કરવી, આવી કોઈ સર્જનશીલ બાબતમાં આ સમય પસાર થવો જોઈએ. તેઓ ઘણીવાર કહેતાં કે આપણે સંસારનાં કાર્યો અને જવાબદારીઓમાં એટલાં બધાં ગૂંથાઈ ગયાં છીએ કે કુદરતમાં રહેલું અખૂટ સૌંદર્ય જોવાનું જ ચૂકી જઈએ છીએ. આપણે તેમની પાસે બેઠાં હોઈએ અને અચાનક પૂછી બેસે, 'બહેન, તને ખબર છે કે વૃક્ષો પણ આપણી સાથે વાતો કરે છે?' એક ફૂલ, ફૂલદાની કરતાં એની ડાળી પર ઝૂલતું કેટલું સુંદર લાગે! સંસ્થાનાં અનેક કાર્ય અને જવાબદારીમાં બંધાયેલાં હોવા છતાં હૃદયની આ કુમાશને જે રીતે અકબંધ રાખતાં એ તો કોઈ તેમની પાસે શીખે. દરેક માટે કાળજી તો એવી કે ન પૂછો વાત. સ્ટાફમાં અમુક બહેનો શરીરે

થોડી નબળી લાગે તો રોજ તેમને ઘરે બોલાવી શીંગ અને ખજૂર ખવડાવે. એક બહેનને તો રોજ સવારે ઘરે બોલાવી દૂધ પાય. સ્ટાફની દરેક વ્યક્તિની જરૂરિયાતોનું ધ્યાન રાખે. આસપાસના વિસ્તારના આદિવાસી અને ગરીબોની પરિસ્થિતિ અને અભાવ પ્રત્યે પણ એટલાં જ સંવેદનશીલ. સેવા અને સાધનાનું તેમના જીવનમાં ગજબનું સાયુજ્ય જોવા મળે. તેઓ દૃઢપણે માનતાં કે સેવા વગર સાધના અધૂરી છે.

ધીરજ અપાર. પોતાની સાથે રહેનાર કે કામ કરનાર વ્યક્તિઓની ત્રુટિ પણ એવી રીતે સમજાવે કે જે તે વ્યક્તિને એનું જરાય માઠું ન લાગે અને છતાં એ ત્રુટિ દૂર થાય. મગજને ઘણું શાંત રાખી શકે છતાં એવું નહોતું કે ક્યારેય ગુસ્સો કર્યો જ ન હોય, પણ એ સકારણ હોય. આપણને કદાચ મોડેથી સમજાય. આ તો કુંભારનાં ટાંકણાં. ઘડાને એમ કે ઘા પડ્યો, પણ જ્યારે દુન્યવી બજારમાં જાય ત્યારે જ એને ખ્યાલ આવે કે એની સુંદરતા અને કિંમત બીજા કરતાં ઘણી વધી ગઈ છે. પોતાનાં વાણી, વિચાર અને વર્તન બાબત સતત સભાન. તેમણે તેમનું આખું જીવન સાચા અર્થમાં સજાગતાપૂર્વક વિતાવ્યું. કામ વગરનું બોલવું નહીં, નિરર્થક વિચારો કરવા નહીં કે નિર્હેતુક વર્તવું નહીં એ તેમણે જીવનમંત્ર બનાવી લીધો હતો. એને કારણે તેમની આસપાસ રહેતા લોકો પણ એ સમય પૂરતા તો આ બાબતો પ્રત્યે સજાગ રહેતા. તેઓ કહેતાં કે ધ્યાન-પ્રાર્થના એ રોજિંદા જીવનનો ભાગ હોવા જોઈએ. ખાવું, પીવું, ઊંઘવું જેવું જ એ પણ સહજ હોવું જોઈએ, માટે ધ્યાન-પ્રાર્થનાનો સમય પણ નિશ્ચિત હોવો જોઈએ. નંદિગ્રામમાં વર્ષોથી આ ક્રમ જળવાયો છે. તેમની સાથે વહેલી સવારે ચોકમાં બેસી ધ્યાન કરવાનો લહાવો અમૂલ્ય. ક્યારેક સરસ સંદેશા આવે. પરોઢના એ નીરવ, આહ્‌લાદક વાતાવરણમાં શાંત ધીમા અવાજે બોલતાં ઈશામાના એ શબ્દો સીધા હૃદયમાં ઊતરી જાય. કોઈ આયાસ વિના જીવનનો ભાગ બની જાય. તેમની સાથે રહીને કામ કરતાં-કરતાં જીવન પ્રત્યેનો આપણો અભિગમ ક્યારે બદલાઈ જાય એ ખબર જ ન પડે. આપણી વિચારોની સમૃદ્ધિ જોઈ આપણને જ આશ્ચર્ય થાય. કાર્યની કેડી ક્યારે સાધનાની કેડી સાથે મળી જાય એની ખબર જ ન પડે. આપણને એમ લાગે કે આપણે તેમને તેમના કાર્યમાં મદદરૂપ થઈએ છીએ, પણ ખરેખર તો તે આપણા જીવનને ઘડીને આપણી મદદ કરી રહ્યાં હોય! કામની વાતોની સાથોસાથ સાધનાની-જીવનઘડતરની વાતો, સુંદર વિચારોનું આદાન-પ્રદાન ખૂબ સહજ. જ્યારે ઘરે જવા માટે તેમનાથી છૂટાં પડીએ ત્યારે અચૂક આપણી મનોભૂમિમાં કોઈક સુંદર વિચારનું બીજ રોપાઈ ગયું હોય. વળી એને સીંચવાનું અને ઉછેરવાનું કામ પણ તેમનાં દ્વારા જ થાય.

તેમનું આખું જીવન ખૂબ સાદું. ગાંધીજી તેમ જ જે. કૃષ્ણમૂર્તિના વિચારોનો તેમના જીવન પર ખૂબ પ્રભાવ. પોતાના માટેની જરૂરિયાત ખૂબ ઓછી. ખપ પૂરતાં જ કપડાં રાખે. સાદી માળા પહેરવાનું ગમે. સુઘડ અને સ્વચ્છ રહે. કપડાં પણ ખાદીનાં તેમજ કૉટનનાં. સાદગી એવી કે નાહીને સવારે જે કપડાં પહેર્યાં હોય એ જ પહેરી વલસાડ સુધી આંટો મારી આવે. બહાર જવાનું છે તો વિશેષ પોશાક કે સજ્જા કરવી એવું કાંઈ નહીં. પોતાનાં બધાં કામ શક્ય હોય ત્યાં સુધી જાતે જ કરે. આપણે જો તેમને વસ્તુ લાવવા-મૂકવામાં મદદ કરવા જઈએ તો તરત રોકે. કહે : આપણી વધારે પડતી કાળજી સામી વ્યક્તિને પાંગળી બનાવી દે. દરેકને પોતાની ક્ષમતા મુજબનાં કાર્યો જાતે જ કરવા દેવાં જોઈએ. ઉધાર કોઈનું ન રાખે. જેની પાસે વસ્તુ મગાવી હોય તેના નામની ચબરખીમાં પૈસા વીંટી રબર લગાડી ડબ્બામાં રાખી મૂકે. વ્યક્તિને મળતાં જ યાદ રાખી પૈસા આપી દે. અંતિમ દિવસોમાં સખત પીડા વચ્ચે પણ તેઓ આ બાબત ચૂક્યાં ન હતાં. સાદું ભોજન અને નિયમિત જીવન. યાદશક્તિ ગજબની. વાંચન વિશાળ. આંખ સાજી રહી ત્યાં સુધી રોજ રાત્રે એક કલાક વાંચતાં, ત્યાર પછી પણ કોઈની ને કોઈની પાસે પુસ્તકનું પઠન કરાવતાં. જે ચોપડી વાંચવાનું મન હોય એ જુદી કાઢી રાખતાં. વર્ષો પહેલાં વાંચેલું પણ તેમને અક્ષરશઃ યાદ હોય. એમાં પણ રીલ્કે કે ઉસ્પેન્સ્કીનાં કાવ્યો તો કંઠસ્થ. કાવ્ય સમજાવવાનું બહુ ગમતું. કોઈ પણ કવિનાં અર્થસભર કાવ્યો વારંવાર સમજાવતાં, મકરન્દભાઈનાં કાવ્યો તો ખાસ.



નંદિગ્રામમાં અવારનવાર મુલાકાતીઓ આવે. નંદિગ્રામ અને ઈશામાથી એટલા પ્રભાવિત થાય કે અહીં કામ કરવાની સામેથી તૈયારી બતાવે. નંદિગ્રામ તો સેવા અને સાધનાનું સ્થળ. જે ખરેખર કંઈક

કરવા માગતા હોય તે અહીં વારંવાર આવે. ઈશામા ને ભાઈ નંદિગ્રામના પ્રચારની વિરુદ્ધ. તેઓ કહેતાં કે અમારે ટોળું નથી જોઈતું, પણ ઉચ્ચ જીવન બાબત જે ખરેખર ગંભીર છે તેવા ફક્ત પાંચ જણ હશે તો બસ છે. હજુ આજે પણ નંદિગ્રામના શુભચિંતકોનું વર્તુળ મર્યાદિત છે. ઈશામાએ એક વાત વારંવાર કહી અને દરેક જણ કરે એવું ઇચ્છ્યું તે એ કે પોતાના જીવન પર કામ કરો. પોતાનામાં રહેલા એક-એક દોષને તપાસો, એને દૂર કરવા પ્રયત્ન કરો. પલાંઠી મારી આંખ બંધ કરવા માત્રથી જ સાધના નથી થતી. સાધના કરવી એટલે આપણું આંતરિક જીવન વ્યવસ્થિત કરવું. આપણા આચાર, વિચાર તપાસવા. ત્રુટિઓને દૂર કરી આગળ વધવું. આપણે એકાગ્ર મનથી જે પણ કાર્ય કરીએ એ ધ્યાન છે. કર્મ વગર સાધના અધૂરી. એટલે કર્મ કરતાં-કરતાં પરમાત્મામાં લીન થાઓ. ઈશામાએ કરાવેલી જીવનશોધનની દરેક શિબિરમાં શ્રમકાર્યનો સમય અચૂક હોય. શિબિરમાં ભોજન સાદું, મોટે ભાગે ખીચડી ને છાસ. બને એટલું મૌન રહેવું, ઈશામા દ્વારા કહેવાયેલી વાતોનું મનન કરવું, ડાયરીમાં નોંધ તો અચૂક કરવી, આ બધાં મહત્ત્વનાં અંગ રહેતાં.

ભગવદ્‌ગીતા અતિપ્રિય. શ્લોક લગભગ બધા જ મોઢે. એકલાં બેઠાં હોય ત્યારે મનમાં શ્લોકોનું મનન ચાલતું હોય. તેમની વાતોમાં એકાદ શ્લોકનું રટણ ને સમજૂતી અચૂક હોય. હંમેશાં કહેતાં, દરેકે ગીતામાંથી કોઈપણ પાંચ શ્લોક પોતાના કરી લેવા જોઈએ. એ શ્લોકનું સતત ચિંતન-મનન કરવું જોઈએ. ગીતા આપણને જીવન કઈ રીતે જીવવું એ શીખવાડે છે. તેમની સાથે રહેનારને સમયાંતરે ગીતાના નક્કી કરેલા શ્લોક મોઢે કરવા આપે. બીજીવાર તેમને મળવા જઈએ ત્યારે આપણી પરીક્ષા પણ લે. શરૂ-શરૂમાં તો ઈશામાને ખુશ કરવાના હેતુથી શ્લોક મોઢે કરતી, પણ હવે એ શ્લોક પ્રત્યે લગાવ થઈ ગયો છે, રોજિંદા વ્યવહારમાં મારા માર્ગદર્શક, મારાં વાણી, વિચાર, વર્તનના પહેરેદાર બની ગયા છે. જીવનમાં સાચું-ખોટું પારખવાનો માપદંડ છે, ગીતા. સાધનાના માર્ગમાં ઊભા થતા પ્રશ્નોનો ઉકેલ ગીતામાંથી મળશે. એ વાત હું તેમની સાથે રહીને સમજી.

એક વાત સતત જીવનના અંત સુધી તેમણે કહી છે : આભાર માનતા રહો. Count your blessings અને એ માટે પરમાત્માનો આભાર માનો. સવારથી ઊઠીને રાત્રે સૂઈએ ત્યાં સુધી પરમાત્મા આપણને કેટલું બધું આપે છે. સુંદર તાજગીભરી સવાર, પંખીનો કલરવ, સૂર્યનું તેજ, હવાથી લઈને સ્વસ્થ નીરોગી શરીર, સુંદર વિચારો, પ્રેમાળ સ્વજનો, મિત્રો, કામ કરવાની શક્તિ, સમજણ અને એવું તો અગણિત. તમે નોટ-પેન લઈ લખવા બેસો તો પરમાત્માની કૃપાનો કોઈ પાર નથી એવું લાગે, માટે ડગલે ને

પગલે આભાર માનતા રહો.

ઈશામાને પંખી અને ફૂલો સાથે અપાર પ્રેમ. તેમના વિશેની જાણકારી પણ ઘણી. આપણે પંખીનાં રૂપરંગ કે બોલ-ચાલ કહીએ કે તરત એનું નામ જણાવે. ફૂલો તો બધાં જ પ્રિય, પણ પીળા રંગનાં વિશેષ. પિતાલીનાં પીળાં ફૂલો જોઈ બોલી પડે : આ તો આપણી પિતાલી. કુદરતના સૌદર્યનું તેમણે આકંઠ પાન કર્યું છે. એક નાની કળી કે કૂંપળ જોવા ચાલતાં-ચાલતાં પણ અટકી જાય. ફૂલ-છોડની ખબર કાઢવા નીકળે. પોતાની દેખરેખ હેઠળ જુદી-જુદી જગ્યાએ ફૂલછોડ રોપાવી એ જગ્યાને સુંદર અને ધ્યાનાકર્ષક બનાવી દે. અમુક જગ્યા જોઈને તમે માની જ ન શકો કે બસ થોડા વખત પહેલાં એ અવાવરું હતી. નંદિગ્રામમાં ઠેર-ઠેર તમને તેમની બાગકામની સૂઝ જોવા મળે. વૃક્ષોને તેઓ ગુરુ માનતાં. કહેતાં : વૃક્ષો પાસેથી ઘણું-ઘણું શીખવાનું છે. રક્ષાબંધનના પર્વ પર એકાદ-બે વાર વૃક્ષોને રાખડી બાંધવાનો કાર્યક્રમ પણ રાખેલો. અમારી કુદરત સાથે ભાઈબંધી ઈશામાએ કરાવી. આજે પણ એક પંખીને ઊડતું જોઈ મન પુલકિત થઈ ઊઠે છે કે એક ઊગતા ફૂલને કે કૂંપળને જોવા દોડતા પગ થંભી જાય છે. રોજ કુદરતનું ઊઘડતું રૂપ જોઈ જીવન સાર્થક અને ભર્યું-ભર્યું લાગે છે.

ઈશામાને દિલરુબા વગાડતાં જોવાં અને સાંભળવાં એક લહાવો હતો. પોતે નાનાં હતાં ત્યારે તેમના ઘરની સામે રહેતા શિક્ષક-ગુરુ પાસેથી સંગીત શીખેલાં. ૯૩ વર્ષે પણ તેમને રાગ અને એના સ્વરો યાદ. કોઈ ગીત વાગતું હોય તો એ કયા રાગમાં ગવાયું છે એ કહી શકતાં. સૂરોનું જ્ઞાન ખૂબ. મકરન્દભાઈનાં ઘણાં ગીતો ઈશામાએ જાતે સ્વરબદ્ધ કર્યાં છે. અમે થોડાક લોકો ખૂબ નસીબદાર કે તેમણે અમને આ ગીતો ગાતાં કર્યાં. તેમનું ગીતોનું ચયન ઉચ્ચ કક્ષાનું. ગીતના શબ્દોથી લઈને લય-તાલ સુધી બધું જ ભાવવાહી અને હૃદયસ્પર્શી લાગે.

નંદિગ્રામ આવ્યાના શરૂઆતનાં વર્ષોમાં ઈશામાનું કર્મનું પાસું ખૂબ પ્રબળ રહ્યું. સાવ ઉજ્જડ, વગડાઉ જગ્યાને લીલાછમ, શાંત-શીતળ આશ્રમમાં પરિવર્તિત કરવાનું લગભગ બધું શ્રેય ઈશામાને ફાળે જાય. એમાં પ્રાણ ફૂંક્યા મકરન્દભાઈએ. ભાઈ હતા ત્યાં સુધી સેવાનું પાસું ઈશામાએ સંભાળ્યું અને સાધનાનું પાસું ભાઈએ - એવું આપણને લાગે, પણ ભાઈના ગયા પછી ઈશામાનું સાધનાનું પાસું વધુ ને વધુ ઉજાગર થતું ગયું. જીવનના અંતિમ દિવસોમાં જો કોઈ તેમને મળ્યું હોય તો ખ્યાલ આવે કે તેમનાં વાણી, વિચાર અને વ્યવહારમાં ગજબની સૌમ્યતા આવી ગઈ હતી. આજથી ૧૫-૨૦ વર્ષ પહેલાંનાં કુન્દનિકાબહેન અને આજનાં ઈશામાના વ્યક્તિત્વમાં આમૂલ પરિવર્તન તમે નોંધી શકો. નંદિગ્રામને તેમણે સાચા અર્થમાં સેવા અને સાધનાનું કેન્દ્ર બનાવી મૂક્યું.

❑❑❑



# બઘડાટી ક્યારે બોલે?



☐ નટવર પંડ્યા

**એ**કવાર હું ગામડે રહેતા મારા મિત્રને ત્યાં ગયેલો. અમેરિકામાં રહેતી તેના કાકાની દીકરી પણ મિત્રને ઘેર આવેલી. તેની ઉંમર ત્રીસ-બત્રીસ વર્ષની હતી. તેણે M.B.A. (Finance) સુધીનો અભ્યાસ કર્યો હતો. અમેરિકામાં ગુજરાતી પરિવારમાં તેનો જન્મ એટલે ગુજરાતી ભાષા પ્રમાણમાં ઠીક-ઠીક જાણે. તેને થોડુંઘણું ગુજરાતી લખતાં આવડે અને અમેરિકન સ્ટાઇલનું ગુજરાતી બોલે, પણ તે ગુજરાતી ભાષાના તળપદા શબ્દોથી પરિચિત નહિ. એથી તેને તળપદા શબ્દોમાં બહુ રસ પડે. એથી તે એના અર્થ જાણવા હંમેશાં ઉત્સુક હોય.

તે હાજર હતી. હું અને મારો મિત્ર વાતો કરતા હતા. ત્યારે મિત્રે કહ્યું, 'અરે યાર, અઠવાડિયા પહેલાં ગામમાં બઘડાટી બોલી ગઈ!' 'બઘડાટી' શબ્દ સાંભળતાં જ તેના કાન ચમક્યા, કારણ કે આ શબ્દ તેણે પહેલી વાર સાંભળ્યો હતો. તેને 'બઘડાટી' શબ્દ ઇન્ટરેસ્ટિંગ લાગ્યો.(જોકે બધાને લાગે છે!) તેને ખબર હતી કે હું અખબારોમાં હાસ્યલેખો લખું છું એટલે તેણે એકદમ ઉત્સુકતાથી મને પૂછ્યું, 'અંકલ, આ 'બઘડાટી' એટલે શું? પ્લી... ઇ... ઇ...ઝ, મને કહોને.'

'બઘડાટી એટલે શું?' આ પ્રશ્નના ઉત્તરમાં હું થોડીવાર તો સંપૂર્ણ નિરુત્તર રહ્યો. પછી મેં કહ્યું, 'આ થિયરીનો નહીં, પણ પ્રૅક્ટિકલનો વિષય છે એટલે પ્રૅક્ટિકલ ન કરો ત્યાં સુધી આનો સ્પષ્ટ ઉત્તર મળતો નથી. આ અનુભૂતિનો વિષય છે, જે દર શિયાળે એના કર્તાને કળતર સુધી લઈ જાય છે અને એ કળતરમાંથી જ બધા પડતર પ્રશ્નોના જવાબ મળી જાય છે. એથી બઘડાટી માટે ફક્ત શબ્દો પૂરતા નથી. આમ છતાં બંધડાટી વિશે લોકો જરૂર પૂરતું

જ્ઞાન ધરાવે છે. મારા જવાબથી યુવતીની ઉત્સુકતા વધી. તેણે કહ્યું, 'અંકલ, જરા ડીપમાં એક્સપ્લેન કરીને સમજાવો ને!'

મેં કહ્યું, 'એ 'જરા' કે 'જાજુ' એમ કોઈ રીતે ન સમજાવી શકાય એવો આ ગહન વિષય છે. બઘડાટી એ સમજાવવાનો નહીં પણ સમજવાનો વિષય છે. કારણ કે સમજણના અભાવને કારણે અને ઊતરેલ સ્વભાવને કારણે કેટલીકવાર બઘડાટી બોલે છે. સમજાવ્યા સમજે નહીં એને કારણેય બોલે છે. જે સમજે છે, તે વિચારે છે તેઓ બઘડાટી બોલાવવાને બદલે તેની સમીક્ષા કરે છે. તેઓ ક્યારેય હાથોહાથની કરી શકતા નથી. આમ છતાં ક્યારેક ઉત્સાહના અતિરેકમાં જો તેમનો હાથ ઊંચો થાય તો તે સામેવાળાને સલામ કરીને શાંત થઈ જાય છે. આવા ફ્રીલાન્સિંગ કે મુક્ત મનોરંજનના ધોરણે યોજાતા બઘડાટીના કાર્યક્રમોમાંથી જે કોઈ એ બોધપાઠ લીધો છે ('મળ્યો છે' એવા નહીં) તેમનું કંકાલતંત્ર આજીવન અખંડ રહ્યું છે. અખંડ કંકાલતંત્ર અખંડ હેવાતન જેટલું જ અગત્યનું છે.'

આટલી વાત સાંભળી યુવતીએ વધુ એક કોયડો કર્યો, 'બઘડાટી ક્યારે બોલે?'

તેને એમ કે બઘડાટી નામનું કોઈ પશુ-પંખી હશે અને તે કૂકડાની જેમ વહેલી સવારે બોલતું હશે, પણ અમે કહ્યું, 'એ તો ગમે ત્યારે બોલે, તે વહેલી સવારે પાંચ વાગ્યે બોલે, રાતના બે વાગ્યે, બપોરે બાર વાગ્યે કે ઠાકરની આરતી ટાણેય બોલે. એને સમયનાં બંધન નથી નડતાં. એનો કોઈ ટાઇમ નક્કી નહીં. એ તો ઍનીટાઇમ બોલે. એ જ્યારે બોલે એ જ એનો સમય. હા, એ બોલે ત્યારે સમય વર્તે સાવધાનના ધોરણે આપણે વંજો માપવો જોઈએ. આમ સમય કરતાં બઘડાટી વધુ બળવાન છે. બઘડાટીનો શુભ સમય વાદી-પ્રતિવાદી એમ બન્ને પક્ષોને ડાયરીમાં કોઈપણ પ્રકારની નોંધ કર્યા વિના આજીવન યાદ રહે છે. બઘડાટી ગમે ત્યારે બોલે છે, કારણ કે એના માટે કોઈ મુહૂર્ત જોવું પડતું નથી. ચોઘડિયાં જોવા પડતાં નથી. આમ છતાં જો કોઈ શુભ ચોઘડિયું જોઈને બઘડાટી બોલાવે તો એ ચોઘડિયું આપોઆપ અશુભ થઈ જાય. કાર્યક્રમની રજૂઆત ધાર્યા કરતાં પણ વધુ જોરદાર થાય તો પાછળના ભાગમાં 'અશુભ' લખેલા પોસ્ટકાર્ડ પણ સગાંસંબંધીઓને લખવાં પડે. બઘડાટી રોગની વેક્સિન જેવી છે જેમ કોઈ રોગની વેક્સિન એકવાર લઈ લો તો બીજી વાર ન થાય. એમ અમુક ચોક્કસ વ્યક્તિ સાથે એકવાર બઘડાટી બોલાવ્યા પછી (જો તે વ્યક્તિ મૂળભૂત કર્તા કરતાં મજબૂત હોય તો!) તેની સામે આજીવન બીજીવાર આવા કાર્યક્રમોનું આયોજન કરવામાં આવતું નથી, કારણ કે પહેલો કાર્યક્રમ જ એટલો યાદગાર હોય છે કે

બીજાની જરૂર જ ન રહે. એટલે જ તો કોઈ શાયરે કહ્યું છે, (કબીરજીની ક્ષમા સાથે)

ઐસી બાની બોલીયે, જમકે ઝઘડા હોય,
પર ઉન સે કછુ ન બોલીયે, જો હમસે
તગડા હોય.

જો બઘડાટીની વિધિ માટે મહારાજને બોલાવવામાં આવે તો મહારાજ શુભ ચોઘડિયું જોઈને તેમના મંત્રોચ્ચારક લહેકામાં કહે, 'તમારા જમણા હાથમાં ખચકાવીને લાકડી પકડો...ઓ. પછી ત્રણ વાર 'શ્રી વૈષ્ણવે નમઃ'નો મંત્રોચ્ચાર કરી શત્રુના મસ્તિષ્કના મધ્ય ભાગમાં મજબૂત પ્રહાર કરો. કારણ કે પહેલો ઘા રાણાનો! અને બીજો ઘા પાણાનો! તરત દાન ને મહાપુણ્ય!' પરંતુ બઘડાટી પહેલાં આવી કોઈ વિધિ કરવામાં આવતી નથી. એમાં તો સોઈ ઝાટકીને વળગાડો એ જ ઉત્તમ વિધિ. આ રીતે પહેલો ઘા પરમેશ્વરનો માનીને શરૂ કરો એટલે પહેલી સભાના કાર્યક્રમો આપોઆપ શરૂ થઈ જાય.

મને એમ કે તેની જિજ્ઞાસા હવે સંતોષાઈ ગઈ હશે, પણ તેણે તો સાવ નવો જ સવાલ કર્યો. તેણે પૂછ્યું, 'બઘડાટી ક્યાં બોલે?'

મેં કહ્યું, 'બેટા, આ કાંઈ 'મારે ટોડલે બેઠો રે મોર ક્યાં બોલે' એવી આહ્‌લાદક ઘટના નથી. આ તો એક સ્વયંસર્જિત (દુ)ર્ઘટના છે. એટલે બઘડાટીને કોઈ સ્થળ-કાળનાં બંધન નથી, માટે એમાં કોઈ સ્થળ પસંદગી કરવાની હોતી નથી. એમાં કાંઈ એવું વિચારવાનું હોતું નથી કે કંઈક એવું સ્થળ પસંદ કરીએ જે કર્તા માટે ખૂબ જ કમ્ફર્ટેબલ બની રહે અને કાર્યક્રમ સંપન્ન થયા બાદ તેઓ જરૂર પડ્યે વામકુક્ષિ કરી શકે, આરામ ફરમાવી શકે.

જો બઘડાટીનો કાર્યક્રમ કંઈક અંશે નક્કી જેવો જ હોય અને એવી મજબૂત ધારણા હોય કે વહેલાંમોડું ફલાણી-ઢીંકણી પાર્ટી સાથે આ મહોત્સવમાં ભાગ લેવાનું થશે. જો આમ થાય તો તે જગ્યાના કલાકારોને કાર્યક્રમ પહેલાં અને કાર્યક્રમ પછી ઊંઘ નથી આવતી, કારણ કે કાર્યક્રમ પહેલાં મગજમાં કળતર થતી હોય અને કાર્યક્રમ પછી કાયામાં કળતર થાય એટલે શૂન્યકાળ દરમિયાન ઊંઘ આવતી નથી.

બઘડાટીનું કોઈ સ્થળ અગાઉથી નિશ્ચિત નથી હોતું. એમાં તો 'ચરણ રુકે ત્યાં કાશી'ની જેમ 'ધોકા ઊડે ત્યાં ધામ.' અલિયાબાડા કે તિલકવાડામાં, ગાડીમાં કે વાડીમાં, બારમાં કે બાગમાં બઘડાટી તો ગમે ત્યાં બોલે. આ સબ્જેક્ટ જ એવો છે કે એને ગમે ત્યાં હાથ પર લઈ શકાય. વળી આ કાર્યક્રમ પત્યા પછી અહીં સ્વરુચિ ભોજનની પણ વ્યવસ્થા કરવામાં આવતી નથી. કારણ કે આ કાર્યક્રમ જ એવો છે કે એમાં થોડા સમય માટે ભોજન પ્રત્યેની અરુચિ થઈ જાય છે.'

વળી પાછું તે યુવતીને એમ કે 'બઘડાટી બોલવી' એ સુઆયોજિત કાર્યક્રમ હશે એટલે તેણે પૂછ્યું, 'તેનો સમય કેટલો હોય છે? તે કેટલો સમય ચાલે છે?'

મેં કહ્યું, 'એમાં તો બંને પક્ષોનો જેવો ઉત્સાહ! એ પ્રમાણે કાર્યક્રમ ચાલે. જો બંને પક્ષ 'કરેંગે યા મરેંગે'ના ઝનૂનથી ઝંપલાવે તો કાર્યક્રમ ધાર્યા કરતાં ઘણો લાંબો ચાલે અને કાર્યક્રમની રજૂઆત હૃદયસ્પર્શી બને એટલે કે જોનારા માટે હૃદયસ્પર્શી અને ભાગ લેનારા માટે દેહસ્પર્શી બની રહે. જો કોઈ પાર્ટી ખોટા ખોંખારા ખાઈને ઝંપલાવે તો આગળ ઉપર પ્રસંગની ગંભીરતા પારખી જઈને ખોંખારાવાળી પાર્ટી વિચારે કે શરીરનાં અસ્થિ તૂટે તેના કરતાં મનોબળ તૂટે એ ચાલે, કારણ કે તૂટેલું મનોબળ દર શિયાળે કળે નહીં, શરીર કળે! આવું વિચારીને તે સામેની પાર્ટીનો ચરણસ્પર્શ કરી લે તો કાર્યક્રમનું અંતિમ ચરણ આવી જાય અને પાર્ટીનાં અસ્થિની અખંડિતતા બરકરાર રહે છે. આમ બઘડાટીનો કાર્યક્રમ કેટલો ચાલશે એ કહી શકાતું નથી.'

આટલી બધી સમજાવટને અંતે પણ તેનું કુતૂહલ શમ્યું નહીં એટલે વળી તેણે સવાલ કર્યો, 'ઍક્ચ્યુલી, આ બઘડાટી કયા કારણથી બોલે? એનું મેઇન રીઝન કયું?'

ફરી એકવાર અમે તેને સમજાવ્યું કે બઘડાટી બોલવાનાં ઘણાં કારણો છે અને ઘણીવાર કારણ વગરેય બોલે. જેને બઘડાટી બોલાવવી જ છે એ તો ગમે ત્યાંથી કારણો ક્રિયેટ કરે. ભોંમાંથી ભાલા કાઢે. બઘડાટી એક એવો વિષય છે કે કેટલીક વાર એમાં કાર્યકારણનો સંબંધ હોતો નથી. એમાં પરબારું જ કાર્ય શરૂ કરી દેવામાં આવે છે, એટલે બઘડાટી માટે ખાસ કોઈ રીઝન નથી અને તેની કોઈ સિઝન પણ નથી. આ કાર્યક્રમ બારમાસી છે. કેટલીક વાર આપણે ઉતાવળે ટ્રેનમાં ચડી ગયા પછી આપણને ખબર પડે કે આપણે ટ્રેનમાં ચડવાનું નહોતું, પણ પછી ઊતરી શકાય નહીં એટલે આપણે કારણો શોધી કાઢીએ છીએ, કારણ કે ઘેર જવાબ આપવા માટે સબળ કારણોની જરૂર પડે. એવું જ બઘડાટીમાં છે. બઘડાટી બોલી ગયા પછી ઘણીવાર તો બન્ને પક્ષોને કારણોની ખબર જ ન હોય. એટલે કાર્યક્રમ પત્યા પછી તેઓ કારણો શોધી કાઢે છે, કારણ કે પછી તેણે એ એક જ કામ કરવાનું હોય છે.

આટલી લાંબી કથા સાંભળ્યા પછી તેણે સૌથી મહત્ત્વનો સવાલ એ કર્યો કે બઘડાટી બોલે ત્યારે આપણે શું કરવાનું!

મેં કહ્યું, 'આપણે કાંઈ નહીં કરવાનું, કારણ કે જે કરવાનું છે (એટલે કે ન કરવાનું!) એ તો તેઓ ઑલરેડી કરી રહ્યા હોય છે. આપણે આઘા રહેવાનું. આ કાર્યક્રમ એવો છે કે શક્ય એટલો

દૂરથી નિહાળવો. એ નિહાળીને માત્ર આનંદ જ માણવાનો નથી, પણ ખાસ ધ્યાન એ રાખવું કે કાર્યક્રમમાં અરસપરસ થઈ રહેલા પ્રહારના આદાન-પ્રદાનમાં કેટલી માત્રામાં વધારો થઈ રહ્યો છે અને કાર્યક્રમ કઈ દિશામાં વળાંક લઈ રહ્યો છે. જો એ આપણી દિશામાં આગળ વધી રહ્યો હોય તો એનો બાકીનો રસપ્રદ ભાગ જોવાની લાલચ ત્યાગીને વહેલી તકે ઘટનાસ્થળ છોડી જવું, કારણ કે જો યોગ્ય સમયે ઘટનાસ્થળ ન છોડીએ તો એ કાર્યક્રમ આપણા જીવનની યાદગાર ઘટના બની જાય એવું પણ બને.

વળી આ ઍન્ટિસોશિયલ કાર્યક્રમ નિહાળતી વખતે ઍટલિસ્ટ એટલું સોશિયલ ડિસ્ટન્સ જાળવવું કે જેથી કાર્યક્રમના પ્રસ્તુતકર્તાઓ આપણને કોઈ પાર્ટીના સભ્ય ન માની બેસે. જો ભૂલેચૂકે તમે સભ્ય ગણાઈ ગયા તો પછી બાજાબાજીમાં બાજી તમારા હાથમાં નહીં રહે, કારણ કે 'તમે આ કાર્યક્રમનું કૅરેક્ટર નથી'. 'આ ખેલમાં તમારી કોઈ ભૂમિકા નથી.' એવું સાબિત કરવા જતાં પહેલાં તેણે તમને સામેની પાર્ટીના કલાકાર ધારીને વધાવી લીધા હશે. વળી એ પણ યાદ રાખો કે અહીં વધામણાં ફૂલ વડે નહીં, પણ ધોકાથી થવાનાં હોય છે, કારણ કે આવા કાર્યક્રમમાં તો મનોજ ખંડેરિયાજી સાહેબની પંક્તિ (તેમની ક્ષમા સાથે) આ રીતે કહી શકાય કે...

'રસમ અહીંની જુદી, રિવાજ સાવ નોખા;
અહીં તો ધોકા જ કંકુ ને ધોકા જ ચોખા'

માટે આવો કાર્યક્રમ નિહાળતી વખતે સુરક્ષિત અંતરે ઊભા રહેવું જોઈએ. આ કાર્યક્રમનો ચેપ કોરોના કરતાં પણ ખતરનાક છે. કોરોનાની અડફેટે ચડો તો ચૌદ દિવસ હોમ ક્વૉરન્ટાઇન રહેવું પડે (હવે તો ફક્ત સાત દિવસ), જ્યારે આ કાર્યક્રમની અડફેટે ચડો તો ત્રણ કે છ મહિના હોમ ક્વૉરન્ટાઇન થવું પડે છે. આમ ભાંગેલાં હાડકાં છ મહિને સંધાઈ જાય પણ તૂટેલો સંબંધ ફરી સંધાતો નથી.'

આ ઘટનાની ઉપર મુજબ વિશદ છણાવટ કર્યા પછી મેં તેને પૂછ્યું, 'હવે તારા મનનું સમાધાન થઈ ગયું ને?' તેણે કહ્યું, 'ના, હજુ સમાધાન નથી થયું! આઠ વર્ષથી કેસ ચાલે છે.' મેં તેને મનના સમાધાનનું કહ્યું અને તે વરના સમાધાનનું સમજી, પણ હું ન સમજ્યો એટલે પૂછ્યું, 'આઠ વર્ષથી શાનો કેસ ચાલે છે?'

તે બોલી, 'એકવાર શકરિયાનો શીરો બનાવવાના મુદ્દે મારા હબ્બી સાથે બઘડાટી બોલી ગઈ. બસ, ત્યારથી કેસ ચાલે છે!' તેની જીભેથી 'બઘડાટી' શબ્દનો સચોટ વાક્યપ્રયોગ સાંભળીને મને થયું કે હવે આ કેસનો ઉકેલ આવી ગયો છે, ત્યાર પછી તેણે મને એક પણ પ્રશ્ન પૂછ્યો નહીં.



# રક્ષાબહેન દવે : એક મુલાકાત



☐ આરાધના ભટ્ટ

*કેટલાક શિક્ષકો માટે શિક્ષણ એ વ્યવસાય છે, તો કેટલાક શિક્ષકો માટે શિક્ષણ એ આજીવન કર્તવ્ય છે. ૭૬ વર્ષીય ડૉ. રક્ષાબહેન દવે, આવાં આજીવન શિક્ષક છે એટલું જ નહીં એમનું લક્ષ્ય ભાષાશિક્ષણ અને એના દ્વારા મૂલ્યશિક્ષણનું રહ્યું છે. નવી પેઢીના ભાષા પ્રત્યેના દુર્લક્ષ વિશે વયસહજ નિરાશા કે કડવાશ ધારણ કરવાને બદલે તેઓ ભાષાશુદ્ધિ માટે ઊલટભેર કાર્યરત છે. એ અર્થે એમણે ટેક્નૉલૉજીને અપનાવી લીધી છે અને યુટ્યૂબ ઉપર અસંખ્ય વિડિયો પ્રવચનો દ્વારા આબાલવૃદ્ધને ભાષાશુદ્ધિ માટે શિક્ષણ આપે છે. ગાંધીવિચાર સાથે ઉછરેલાં રક્ષાબહેન ભાવનગરની મહિલા કૉલેજમાં ગુજરાતી ભાષાનાં અધ્યાપક અને વિભાગીય વડાં તરીકે કાર્યરત રહ્યાં, એ ઉપરાંત શિક્ષણની એમની કારકિર્દી દરમ્યાન તેમણે ઘણું પરિભ્રમણ કર્યું અને ઘણા સંઘર્ષોનો સામનો કર્યો. તેઓ બાળસાહિત્યમાં સર્જનશીલ છે, હસ્તકળા અને ભારતીય સંસ્કૃતિના અનેક આયામો વિશે એમનાં પુસ્તકો અને પ્રવચનો ઉપલબ્ધ છે. આ વાર્તાલાપ એમના ઊર્જામય અને ક્રિયાશીલ વ્યક્તિત્વનો પરિચય કરાવશે.*

*પ્રશ્ન : ૨૧મી ફેબ્રુઆરીએ એક સરસ અવસર છે. એ દિવસને વિશ્વ માતૃભાષા દિવસ તરીકે મનાવાય છે અને એ જ દિવસે તમારો જન્મદિવસ પણ છે. માતૃભાષા માટે જેને અપાર પ્રેમ છે અને એના જતન અને સંવર્ધન માટે જે આટલાં સક્રિય છે તેનો જન્મદિવસ આ રીતે આખી દુનિયા ઊજવે એ કેટલો સરસ સુયોગ છે. ભાષાપ્રેમ તમને ગળથૂથીમાંથી મળ્યો? તમારા જન્મ-ઉછેરની વાત અમને કરશો?*

મારા પ્રપિતામહ કવિ હતા અને તેમને બધા કવિજી કહેતા. ભાવનગરના મહારાજા તખ્તસિંહજી ખૂબ ગુણગ્રાહી હતા અને તે તેમના પાવિત્ર્ય ઉપર અને તેમના કવિત્વ ઉપર એટલા બધા ખુશ હતા કે તેમને ભાવનગરમાં એક મકાન આપેલું. એટલે મારી પાસે આ ભાષાપ્રેમ, કવિતા એ બધું જે છે એ બધાની ગંગોત્રી એ છે, તેમનું નામ ભવાનીશંકર દ્વિવેદી. અમે લોકો દ્વિવેદી છીએ. પછી મારા દાદા જયકૃષ્ણ ભવાનીશંકર દવે, એ ગુજરાતીમાં, હિન્દીમાં, સંસ્કૃતમાં સરસ પ્રવચન કરતા અને તે પણ કવિ હતા. મારા બાપુજી પણ થોડુંઘણું જાણતા. એટલે મને બધું ઘરના વાતાવરણમાંથી મળ્યું છે. મારી બા, તેનું નામ શારદાબહેન દવે, તે પણ શાળામાં શિક્ષક હતાં. મારા બાપુજી પ્રહ્લાદભાઈ દવે, તે પણ શિક્ષક હતા. તે બંને ભાષાનાં શિક્ષક હતાં. એટલે અમારે ત્યાં હંમેશાં ભાષાની વાત જ થતી હોય. અમે કોઈ દિવસ કોઈની ચોવટ કરી હોય એવું તો યાદ જ નથી. છંદની વાત થતી હોય, સમાસની વાત થતી હોય કે પછી હ્રસ્વ-દીર્ઘની વાત થતી હોય. આવા વાતાવરણમાં હું ઊછરી એટલે તમે મને ચોટિયો ભરોને તો એમાંથી પણ વ્યાકરણ જ નીકળે એવું છે.

*પ્રશ્ન : પછી વ્યવસાયે તમે કૉલેજમાં અધ્યાપન કર્યું અને હવે તમે પ્રવચનો કરો છો, લખો છો અને હસ્તકળા પણ કરો છો. તમે ભાષા માટે જે કામ કરી રહ્યાં છો એનાથી આવતી પેઢીનું સંસ્કાર-ઘડતર પણ થાય છે. અધ્યાપનકાળના તમારા અનુભવો જાણવાની ઇચ્છા છે.*

અત્યારે જે હું કરું છું, પ્રવચનો, બાળવાર્તાઓ, બાળકવિતા, ધાર્મિક પ્રવચનો - એ બધું જ હું અધ્યાપક હતી ત્યારે પણ કરતી હતી. હું લગભગ આઠ-નવ વર્ષની હતી ત્યારથી પ્રવચન કરતી હતી. અધ્યાપનમાં મારે સંઘર્ષ બહુ વેઠવો પડ્યો છે, જે જુનિયર હોય તેને સર્પલ્સ થવું પડે અને હું જ્યાં જાઉં ત્યાં સર્પલ્સ થતી ગઈ અને બીજી જગ્યા જ્યાં મળે ત્યાં ગોઠવાતી ગઈ, પણ જ્યાં જાઉં ત્યાં હું વિદ્યાર્થીઓની પ્રિય અધ્યાપક થઈ જાઉં એટલે મને બીજી કોઈ તકલીફ નથી પડી. નવા ગામમાં જઈને મકાન શોધવાનું એ બધી તકલીફ સિવાય કોઈ તકલીફ નથી પડી. બાકી તો હું શું કહું તમને? હું બેલ પડે કે તરત ભણાવવા ક્લાસમાં જાઉં, કોઈ દિવસ મોડી ન જાઉં. મારા ક્લાસમાં

વિદ્યાર્થીઓને મૂલ્યશિક્ષણ મળે એની કાળજી લેતી. એક વખત એક છોકરો મારી પાસે આવ્યો અને મને કહે કે બહેન આગળથી નોટબુક ખોલો તો તમે જે ભણાવતાં હો એની રનિંગ નોટ લખી છે અને પાછળથી નોટબુક ખોલો તો એ વાત છે જે તમે અમને મૂલ્યશિક્ષણ રૂપે ભણાવતાં હતાં. અધ્યાપક થઈ એ પહેલાં હું હાઈસ્કૂલમાં શિક્ષક હતી, ત્યાં પણ આવી જ રીતે ભણાવતી અને હજુ પણ ભણાવવાનું ચાલુ જ છે. ભણાવવામાં મને બહુ જ આનંદ આવે છે.

*પ્રશ્ન : તમે હવે જે શિક્ષણનું કામ કરો છો એ ઘણુંબધું યુટ્યૂબ દ્વારા થાય છે. એ તરફ ક્યાંથી વળ્યાં?*

હું ઘણીબધી બાળવાર્તાઓ કહું છું અને મને થયું કે આને યુટ્યૂબ પર મૂકવી જોઈએ. અમારા એક પ્રિન્સિપાલ ધીરુભાઈ હતા, તે મને જ્યારે મળે ત્યારે કહેતા કે તમે મરી જશો ને ત્યારે બધું તમારા ભેગું જતું રહેશે. હું મજાક કરતી કે 'એવું કેમ કહો છો? તમે મારું મોત જોઈ ગયા છો?' તો તે કહેતા કે 'તમારી પાસે જે બધું છે એને યુટ્યૂબ પર મૂકો. તમારી પાસે એટલું બધું છે કે સેંકડો અપલોડ થશે તમારા.' એટલે મેં મારા ભત્રીજાને કહ્યું કે મારી ૩૬ લાઇવ બાળવાર્તાઓ છે, એ મને યુટ્યૂબ પર મૂકી આપ. એટલે તેણે મારી યુટ્યૂબ ચૅનલનું એ રીતે ઉદ્ઘાટન કર્યું અને પછી લોકો તો એની પાછળ ગાંડા થઈ ગયા. એટલે પછી હવે હું બધું મૂક્યા જ કરું છું. હું માત્ર બાળવાર્તાઓ નથી મૂકતી, બાળગીતો પણ મૂકું છું. તાલીમાર્થી શિક્ષકોને હું અભિનય શીખવું છું, એ પણ મૂકું છું. બાળકો આગળ કેવી રીતે પ્રસ્તુતિ કરાય એ હું તે લોકોને બતાવું છું. હું ધાર્મિક વાતો પણ યુટ્યૂબ પર મૂકું છું, ભાગવત ઉપર પણ બોલું છું. એટલું જ નહીં, હું નકામી વસ્તુઓમાંથી કળા-કારીગીરી કરીને સર્જન કરું છું, એ કોલાજ અને ચિત્રો બનાવવાનું પણ હું ત્યાં મૂકું છું, પણ હું જે જે કામ કરું છું એમાં મૂલ્યશિક્ષણનો ખ્યાલ રાખીને જ કરું છું. એટલે મારી યુટ્યૂબ ચૅનલ પર તો પાર વિનાની વિવિધતા છે.

*પ્રશ્ન : આજે વિશ્વ ગુજરાતીઓની જ નહીં, પણ ગુજરાતમાં વસતા અને ભારતમાં વસતા ગુજરાતીઓની ભાષાશુદ્ધિ માટેની ચીવટ ઘટતી જાય છે. તમે ભાષાશુદ્ધિનાં આગ્રહી છો, સાચી જોડણીનાં આગ્રહી છો. તમે કહો છો કે ભાષાના કેટલાક સાદા નિયમો યાદ રાખવાથી ભાષાશુદ્ધિ જાળવી શકાય છે. અમને આવા એક-બે નિયમોનાં ઉદાહરણ સાથે આ વાત સમજાવશો?*

હવે ભાષા એ જાણે જાહેર કૂવો અથવા જાહેર નદી છે. ગાંધીજી કહેતા કે જાહેર કૂવામાં કોઈ દિવસ થૂંકાય નહીં, એનું પાવિત્ર્ય જાળવવું જોઈએ, એમ ભાષાને પણ આપણે બરાબર જાળવવી જ જોઈએ.

એને માટે હું એવાં પ્રવચનો કરું છું કે માણસોને જરાય કંટાળો ન આવે. પહેલા તો હું તેમની સાથે શરત કરું કે બે કલાક હું એકધારું ભણાવીશ, કારણ કે એમાં શિક્ષકો અને એવા લોકો આવતા હોય છે. જો શિક્ષકોની જોડણી સાચી હશે તો જ બાળકોની જોડણી સાચી હોવાની. એટલે બાળકોને ભણાવતાં પહેલાં શિક્ષકોને ભણાવવાની જરૂર છે, કારણ કે બાળકો અનુકરણશીલ છે અને જાણે કે શિક્ષકોને આ વાતની ખબર જ નથી. હું એ રીતે આ શિક્ષણ આપું છું કે તેમને ગળે વાત તરત ઊતરી જાય, એ જરાય અઘરું નથી. અંગ્રેજી અઘરું છે. એમાં લખાય 'વુલ્ડ' અને બોલાય 'વુડ', લખાય 'શુલ્ડ' અને બોલાય 'શુડ', લખાય 'ફ્રટીગ્યુ' અને બોલાય 'ફટીગ'. આવું તો કેટલું બધું છે. કેટલાક અક્ષરો એવા હોય જેના ઉચ્ચાર કરવાના જ ન હોય. આવું ગુજરાતી કે હિન્દી કે સંસ્કૃતમાં નથી, એમાં જે બોલીએ એ જ પ્રમાણે લખાય છે, તો હું શિક્ષકોને કહું કે આપણે સૌથી વધારે ભૂલો કરીએ છીએ અનુસ્વારમાં, બીજી આપણે ભૂલો કરીએ છીએ હ્રસ્વ-દીર્ઘમાં, એ ભૂલો ન થાય એ માટે આપણે જાગ્રત રહેવું જોઈએ. તો હું તમને બે-ત્રણ નિયમ આપું અને એ નિયમો યાદ રાખવાની ચાવી પણ તમને આપું. એક નિયમ એવો છે કે પુંલ્લિંગમાં અનુસ્વાર ન કરાય, જેમ કે 'રામ વનમાં ગયા'. 'ગયા'માં યા ઉપર અનુસ્વાર ન કરાય, પણ 'સીતા પણ વનમાં ગયાં'. એમાં 'યાં' અનુસ્વારવાળો છે. હવે આ અનુસ્વાર માત્ર ક્રિયાપદમાં જ આવે-ન આવે એની વાત નથી, જેમ કે ટમેટું. ટમેટું એ નપુંસક છે, તો નપુંસકમાં અનુસ્વાર આવે. જેમ કે 'ટમેટાં બગડી ગયાં'. 'કબાટ તૂટી ગયો', 'કબાટ તૂટી ગયા', કારણકે 'કબાટ' પુંલ્લિંગ છે. તો હવે પ્રશ્ન એ થાય કે ખબર કેવી રીતે પડે કે કયો શબ્દ સ્ત્રીલિંગ, કયો પુંલ્લિંગ અને કયો શબ્દ નપુંસક છે? તો એનો પણ નિયમ છે. કોઈ પણ શબ્દ હોય એને આપણે 'કેવો', 'કેવી', 'કેવું' એમ પૂછી જોવું. 'ખુરશી કેવો?' એવું ન બોલાય. 'ખુરશી કેવી?' એમ બોલવું પડે. એટલે એનો અર્થ એ કે 'ખુરશી' સ્ત્રીલિંગ છે. તો આમ લિંગ શોધ્યા પછી અનુસ્વારનો નિયમ લાગુ કરાય. આવું ભણાવીએ, પણ બહાર નીકળ્યા પછી માણસોને ઊંધું યાદ રહી ગયું તો? એટલે હું તે લોકોને સમજાવું કે અમે લોકો – સ્ત્રીઓ બારેમાસ પાણી ભરીએ છીએ. અમે માથે બેડું ચડાવીને પાણી ભરીએ, અમને માથે બેડું ચડાવતાં શરમ ન લાગે, પણ એક દિવસ પાણી ભરવાનું પુરુષોને કહીએ તો એ બેડું માથે નહીં લે. એ ડોલ મગાવશે અને ડોલથી પાણી ભરશે. આનો અર્થ એ કે પુરુષો માથે બેડું લેતા નથી. બસ, થઈ ગયું - જે માથે બેડું ન લે એને અનુસ્વાર ન હોય. અનુસ્વાર એટલે માથે બેડું. એટલે તેમને સરસ યાદ રહી જાય અને બધું જ હું આવી રીતે ભણાવું

છું. પછી હું તેમને કહું કે પુંલ્લિંગમાં અનુસ્વાર ન હોય, સ્ત્રીલિંગમાં અનુસ્વાર હોય અને નપુંસકમાં અનુસ્વાર હોય, પણ પુંલ્લિંગ અને સ્ત્રીલિંગ બે ભેગાં થાય તો? તો હું તેમને કહું કે પુંલ્લિંગ અને સ્ત્રીલિંગ બે ભેગાં થાય તો સ્ત્રીલિંગનો ચેપ પુંલ્લિંગને લાગે એટલે અનુસ્વાર આવે. જ્યાં નપુંસક અને પુલ્લિંગ સાથે હોય ત્યાં નપુંસકલિંગનો ચેપ પુલ્લિંગને લાગે એટલે અનુસ્વાર આવે. સ્ત્રીલિંગ અને નપુંસક હોય ત્યાં અનુસ્વાર આવે. એકલો પુંલ્લિંગ હોય ત્યારે અનુસ્વાર ન આવે, પણ હજુ એક નિયમ છે. રામ અને સીતા વનમાં ગયાં, પણ એને બદલે 'યા', 'અથવા', 'કે' જેવા વિકલ્પવાચક સંયોજક વાપરીએ એનો પણ એક નિયમ છે. જેમ કે 'ખેડૂતે વાડી, ખેતર વેચ્યાં'. અહીં 'વાડી' સ્ત્રીલિંગ છે અને 'ખેતર' નપુંસક છે, એ બે ભેગાં થયાં એટલે અનુસ્વાર આવે. 'ખેડૂતે પોતાનો કૂવો પણ વેચ્યો', તો 'ખેડૂતે કૂવો, ખેતર, વાડી વેચ્યાં'. અહીં પુંલ્લિંગ 'કૂવો', સ્ત્રીલિંગ 'વાડી' અને નપુંસક 'ખેતર' ભેગાં થાય છે એટલે આપણે અનુસ્વાર મૂકીએ. જો આપણે એવું કહીએ કે 'ખેડૂતે કૂવો અથવા વાડી અથવા ખેતર...' તો એ વાક્યમાં ક્રિયાપદની પડખે જે નામ હોય એ પ્રમાણે ક્રિયાપદ એકવચન આવે અને એ નામના લિંગ પ્રમાણે અનુસ્વાર આવે અથવા ન આવે. તમને એક મજાની વાત કહું. મારો એક વિદ્યાર્થી પરણતો હતો, મને કહે કે બહેન લગ્નમાં આવશો? મેં કહ્યું હું કોઈ લગ્નમાં જતી નથી. કારણ કે મેં લગ્ન કર્યાં નથી એટલે હું સમજું કે એ ઇલાકામાં આપણાથી ન જવાય, પણ તેણે બહુ આગ્રહ કર્યો એટલે હું તૈયાર થઈ. હું ગઈ તો મેં જોયું કે જ્યાં વર અને કન્યા બેઠાં હતાં ત્યાં ઉપર લાઇટનો શણગાર કર્યો હતો અને એક બોર્ડ પર લખ્યું હતું 'ભલે પધાર્યા'. એ જોઈને હું પાછી પડી અને મેં કહ્યું કે આમાં તો કદાચ પુરુષોથી જ જવાય, એટલે હું પાછી જાઉં છું. પછી મેં તેમને કહ્યું કે સ્ત્રીલિંગ, પુંલ્લિંગ, બધાંએ આવવાનું છે એટલે 'ભલે પધાર્યાં' જોઈએ ને? અને મેં તેની પાસે ત્યાં ને ત્યાં એ સુધરાવ્યું. તે છોકરાએ ઊભા થઈને કોઈ પાસે ચાંદલો માગ્યો અને એનાથી તેણે જાતે ત્યાં અનુસ્વાર કર્યું, બોલો! ત્યાં આ જોઈ રહેલા અડધા માણસોએ મારાં વખાણ કર્યાં કે વાહ, આવાં પ્રાધ્યાપક હોવાં જોઈએ અને બીજા અડધાએ કહ્યું હશે કે સારું છે આ બહેન પરણ્યાં નથી. એ પરણ્યાં હોત તો વરની ભૂલો જ કાઢત. જોડણી બાબતે હું એટલી બધી ચીકણી છું કે કોઈએ મને ચિઠ્ઠી લખી હોય અને એ ચિઠ્ઠી વાંચીને હું કચરાટોપલીમાં નાખું ત્યાં મારી નજર એમાં જોડણીની ભૂલ પર પડે તો હું ઊભી થઈને એ ફાટેલી ચિઠ્ઠી કચરાટોપલીમાંથી ઉપાડું, એ ભૂલ સુધારીને પછી એ ચિઠ્ઠી પાછી નાખી દઉં. જે વસ્તુ ગોટો વાળીને ફેંકી દેવાની હોય એમાં પણ જોડણીની ભૂલ ન હોવી જોઈએ.

આવી ચીકાશ મને જોડણી માટે છે. એક બીજો દાખલો આપું. એને જોડણી સાથે નહીં, પણ ભાષા સાથે નિસ્બત છે. એક વખત એક બહેને મને મૅસેજમાં લખ્યું 'જયશ્રી કૃષ્ણ'. તો મેં તેમને પૂછ્યું કે આ જયશ્રી કોણ છે? એટલે તે બહેન જરાં મૂંઝાયાં. એટલે તેમણે ફરી લખ્યું 'જય શ્રી કૃષ્ણ'. એટલે પછી મેં તેમને સમજાવ્યું કે ભગવાન વિશે કે ભગવાનના અવતાર વિશે લખવું હોય ત્યારે શ્રી તેમના નામની પડખે લખાય અને મેં તેમને સાચું કેવી રીતે લખવાનું એ કહ્યું - 'જય શ્રીકૃષ્ણ'.

*પ્રશ્ન : તમારી આ વાત સાંભળીને લાગે છે કે તમને મૅસેજ કરતી વખતે જોડણી વિશે સાવચેતી રાખવી પડશે! આપણે હવે વાત કરીએ તમારા પ્રથમ કાવ્યસંગ્રહની. એનું આમુખ કવિ સુન્દરમે લખેલું અને એમાં તેમણે તમને 'આધુનિક મીરાં' કહ્યાં છે. એમાં તેમનો શું ભાવાર્થ હશે?*

એ સંગ્રહમાં છે ને ઘણાં ભક્તિ-કાવ્યો છે, બીજા નંબરે પ્રકૃતિ-કાવ્યો છે અને પછી કેટલાંક કુટુંબ-કાવ્યો છે. પ્રણય-કાવ્યો તો એક-બે જ છે. પછી તો મેં પ્રણય-કાવ્યો લખવાનું પણ બંધ કર્યું. મને થયું કે આપણે કોઈને પ્રણય કર્યો નથી તો ખોટેખોટું એવું નાટક શું કામ કરવું? એ ભક્તિ-કાવ્યો વાંચીને સુંદરમ્‌ને એવું લાગેલું, પછી તો ઉશનસ્‌ને પણ એવું લાગેલું કે મારાં કાવ્યોમાં નરસિંહ કે મીરાંની છાયા નથી, કોઈ આધુનિક ભક્તકવિની પણ છાયા નથી. એટલે એ કાવ્યો બિલકુલ મારી વ્યક્તિતાવાળાં જ છે અને તેમને લાગ્યું કે આનો આત્મા તો નક્કી મીરાંનો જ હોવો જોઈએ. તમે જુઓને હું સાવ સાદી છું, ખાદીનો ધોળો સાડલો જ પહેરું છું, હું ગુજરાતી છું એટલે ગુજરાતી ઢબે જ પહેરું છું, ઊંધો છેડો નાખીને પહેરવાનું મને કોઈ દિવસ મન થયું નથી. હમણાં મેં મારો એક ગ્રંથ કર્યો. એનું નામ છે 'મીરાંમય ભાગવત', એમાં મેં અનેક જગ્યાએ ભાગવતની ટીકા કરી છે અને એ બહુ મોટું સાહસ છે. એ વાંચીને મને રાધેશ્યામ શર્માએ પત્ર લખેલો કે અત્યારે જો સુન્દરમ્ જીવિત હોત તો આ વાંચીને એ તમને ત્રિશૂલધારિણી દુર્ગા કહેત.

*પ્રશ્ન : ૭૬ વર્ષની વયે તમે યુવાનોને શરમ આવે એવી ઊર્જાથી કામ કરી રહ્યાં છો. આ જોમ, આ ઉત્સાહનું રહસ્ય શું છે?*

એનું રહસ્ય એ છે કે હું પહેલેથી પ્રગતિવાદી છું. પહેલેથી હું મારો જે મત હોય એ દર્શાવું, કોઈથી ડરું નહીં. મારી મા, હું ઉંમરમાં આવી એટલે મારે માટે સંબંધો શોધતી, પણ મેં કહેલું કે હું પરણીશ નહીં. મેં તેને કહી દીધેલું કે એ કૂંડાળામાં મારે પગ નથી મૂકવો. મારે અપરિણીત રહેવા માટે પણ બહુ સંઘર્ષ કરવો પડ્યો છે. હું સાવ સાદી રહું છું, કોઈ દિવસ મેં રંગીન લૂગડું પહેર્યું નથી, સેંથો પાડવા સિવાય હું આયનામાં

પણ જોતી નથી. ચાંદલો કરવો હોય તો નાકની ધારે-ધારે જાઉં અને ત્યાં ચાંદલો કરી દઉં. મને ખબર છે કે જે રીત મારે જીવવું છે એમાં મારી રહેણીકરણી આવી હોવી જોઈએ.

*પ્રશ્ન : આ વાર્તાલાપના સમાપનમાં તમે યુવાન મિત્રોને શું સંદેશો આપશો? સ્વસ્થ સમાજના ઘડતરમાં માતૃભાષાની ભૂમિકા તમારી દૃષ્ટિએ શું છે?*

આપણી માતા આપણને ધવડાવતી હોય એવી આપણી માતૃભાષા છે. સપનું પણ આપણને માતૃભાષામાં જ આવે છે. ભલેને તમે અંગ્રેજી માધ્યમમાં ભણતાં હો, પણ તમને સપનું તો ગુજરાતીમાં જ આવવાનું છે. આપણને કંઈક વાગે તો આપણે 'ઓ મા' એમ જ બોલવાનાં છીએ, 'ઓ મધર' નથી બોલવાનાં. માતૃભાષા આપણામાં માના દૂધની જેમ સિંચાયેલી છે, એને શું કામ આપણે છોડીએ છીએ એ ખબર નથી પડતી. મને અંગ્રેજી ભણાવતા શિક્ષકોએ પણ કહ્યું છે કે આ પાઠ્યપુસ્તકમાંના પાઠ ભણાવવા સિવાય અમને કંઈ અંગ્રેજી આવડતું નથી. એટલે આ છોકરાંઓ 'ઓપન ધ ડૉર' અને 'શટ ધ ડૉર'થી આગળ કશું શીખતાં હોય એવું લાગતું નથી. તે લોકોને અંગ્રેજીમાં કોઈ સુંદર મજાનો નિબંધ લખવાનું કહીએ કે કોઈ કવિતા લખવાનું કહીએ તો તે ન લખી શકે. મને એમ થાય કે આપણી ગુજરાતી ભાષાનું, આપણે જો અંગ્રેજી ભાષી હોઈએ તો અંગ્રેજી ભાષાનું, આપણે જો હિંદી ભાષી હોઈએ તો હિંદી ભાષાનું એટલે કે આપણી માતૃભાષાનું ગૌરવ કરશું નહીં તો આપણામાંથી કોઈ કવિ કે લેખક જન્મશે નહીં. કારણ કે કલ્પના તો હંમેશાં માતૃભાષા દ્વારા જ થઈ શકે. હું તમને શું કહું? પ્રાથમિક શાળાના કે માધ્યમિક શાળાના કે કૉલેજના શિક્ષકો ગમે એટલું સારું ભણાવતા હોય પણ જો ચોક લઈને પાટિયા પર લખે તો માથામાં જૂ ખદબદતી હોય એમ વાક્યે-વાક્યે જોડણીની ભૂલો ખદબદતી હોય. એક વાક્યમાં એક ભૂલ તો હોય જ. હવે આવું તો કેમ ચાલે? એ સુધારવું જ જોઈએ અને એ જરાય અઘરું નથી. પ્રત્યેક શબ્દકોશના શરૂઆતનાં પાનાંઓ પર આ નિયમો છે અને એ નિયમો જાણતાં હોઈએ તો ભૂલ ન થાય. નિયમો જાણતાં હોઈએ તો અકસ્માત ન થાય. ડાબે જ વાહન ચલાવવું જોઈએ, એમ ખબર હોય તો કોઈ દિવસ અકસ્માત થાય? જેમ આપણા જીવનમાં કોઈ ખરાબ કામ કરવું ન જોઈએ એમ જ આપણે લખીએ એમાં પણ ખોટી જોડણી ન હોવી જોઈએ. હું તો ત્યાં સુધી કહીશ જે લોકો જોડણીમાં આવા પાકા છે અને ચીકણા છે તે લોકો કોઈ દિવસ ખોટું કામ નહીં કરે. જોડણીની શુદ્ધિ એ આપણા જીવનના શુદ્ધીકરણમાં પણ સંક્રમિત થાય છે. જો જોડણીમાં અને ભાષામાં શુદ્ધિનો આગ્રહ રાખીશું તો એ જ આગ્રહ આપણા જીવનમાં પણ સંક્રમિત થશે. ❑❑❑



# મુક્ત થઈ જા

☐ પારુલ કંદર્પ દેસાઈ

**બૉમ્બે** સેન્ટ્રલથી ટ્રેનમાં બેસીને મીતાએ હાશ અનુભવી. બધાંને તેનું પ્રેઝન્ટેશન ગમ્યું હતું અને તેની પ્રપોઝલ સ્વીકારાઈ ગઈ હતી. ત્રણ દિવસથી બૉમ્બે હતી. ઘરથી દૂર. હવે તેને ઘર યાદ આવતું હતું. આજે વિન્ડોચૅર તેની નહોતી એ ખબર હતી તોય તે બારી પાસે બેસી ગઈ. ચાલતી ટ્રેને ઊંધાં ચાલતાં દૃશ્યો જોવાનું તેને ગાંડપણ હતું. એટલે તો તે ફ્લાઇટ કરતાં ટ્રેનની મુસાફરી પસંદ કરતી હતી. જોઈએ કોણ આવે છે! તે રિક્વેસ્ટ કરશે અહીંયાં બેસવા માટે. બારીમાંથી આવતા ઠંડા પવનને કારણે દુપટ્ટો માથા પર એ રીતે વીંટાળી લીધો કે માત્ર ચહેરાનો થોડોક ભાગ જ દેખાય. બોરીવલી ટ્રેન ઊભી રહી. તે પ્લૅટફૉર્મ પર થતી ચહલપહલને રસથી જોઈ રહી. એકદમ પાસેથી જ અવાજ સંભળાયો. 'એક્સ્યુઝ મી, મેડમ, આપનો સીટનંબર ક્યો છે? પરિચિત

અવાજ સાંભળીને વીંછીએ ડંખ માર્યો હોય એમ ચોંકી ગઈ ને ચહેરો ફેરવ્યો. તો એ જ.

'મીતા, તું?' સામેના ચહેરા પર આશ્ચર્યની રેખાઓ અંકાઈ.

'તું... તમે... રાજ...!?' બંનેનું હૈયું એક થડકારો ચૂકી ગયું. આ રીતે ઓચિંતા મળી જવાનો આનંદ બંનેના ચહેરા પર સ્પષ્ટ વંચાતો હતો. બંને એકબીજા સામે એ રીતે જોઈ રહ્યાં જાણે તેઓ ટ્રેનમાં નથી. આજુબાજુ કોઈ માણસો નથી. વીસ વર્ષ પહેલાંના એ ટાપુ પર બંને પહોંચી ગયાં જ્યાંથી એકવાર...

ટ્રેને ગતિ પકડી લીધી હતી. પાછળથી એક અવાજ આવ્યો. 'એક્સ્યુઝ મી.' ત્યારે જ બંનેનું ધ્યાન ગયું. રાજન મીતાની બાજુની સીટ પર બેસી ગયો. 'આ વિન્ડોસીટ તમારી છે ને?' મીતા ઊભી થવા ગઈ.

'બેસી રહે. તું સાથે હોય ત્યારે વિન્ડોસીટ ક્યારેય મારી હોય છે?' બંને હસી પડ્યાં, પહેલાંની જેમ જ. 'યાદ છે બારી પાસે બેસવાના આપણા ઝઘડા!'

'હા,' વચ્ચેનાં વર્ષો સુકાયેલાં પાંદડાંની જેમ ખરી પડ્યાં. અપડાઉન કરતાં હતાં ત્યારની એ વાત. 'પછી આપણે વારા કાઢતાં હતાં, બારી પાસે બેસવાના.'

'અને તારો કલાક હંમેશાં અડધો કલાકમાં પૂરો થઈ જતો હતો. તું અંચઈ કરતી હતી મારી સાથે!'

'અંચઈ તો...' મીતાના મનમાં આવ્યું, પણ તેણે પૂછ્યું, 'બૉમ્બે કશું કામ હતું?'

'એક બિઝનેસ મિટિંગ હતી.'

'મારે એક પ્રોજેક્ટ હતો. તું ફ્લાઇટને બદલે ટ્રેનમાં...' મીતાને યાદ હતું. રાજને કહ્યું હતું, 'એક વખત તો હું આકાશમાં જ ઊડતો હોઈશ.'

મીતા ઉડાવતી, 'પગ જમીન પર રાખજે.'

'તેં કહ્યું હતુંને પગ જમીન પર રાખજે!' રાજને હસીને કહ્યું. તેને થયું, કેટલી સરળતાથી વાતોની શરૂઆત થઈ ગઈ હતી. પહેલાંની જેમ જ. તે કશું ભૂલી નથી. આગળ તે કશું કહેવા જાય ત્યાં જ મીતાનો ફોન રણક્યો. 'મમ્મી ટ્રેનમાં જ છે, બેટા. બસ, બે કલાકમાં તારી પાસે! તું શું કરે છે અત્યારે? દાદા દૂધ પિવડાવે છે વાહ, મારો ડાહ્યો દીકરો!' ફોન પર વાત કરતી મીતાને રાજન જોઈ રહ્યો. આગળ બે લાંબા ચોટલાવાળી અને જીન્સ પહેરતી છોકરીને જાણે શોધી રહ્યો. ચહેરો થોડો ભરાવદાર થયો હતો, પણ આજેય એટલી જ આકર્ષક દેખાતી હતી. ચહેરા પર એ જ રમતિયાળ સ્મિત. કોઈ જગ્યાએ વિષાદની કોઈ રેખાઓ નથી. દુપટ્ટામાંથી છટકીને થોડાક વાળ બારીમાંથી આવતા પવનને કારણે આગળ આવી જતા હતા. મીતાને ચશ્માં આવી ગયાં હતાં. ચશ્માંમાં એ વધારે પ્રભાવશાળી લાગતી હતી. રાજનથી બોલાઈ ગયું. 'આઇ લવ યુ,

મીતા, સ્ટીલ આઇ લવ યુ!' મીતાએ ફોન મૂકી પ્રશ્નાર્થ નજરે રાજન સામે જોયું. મીતાએ સાંભળ્યું નથી એ જોઈ રાજનને હાશકારો થયો. તેણે પૂછ્યું, 'ચશ્માં ક્યારે આવ્યાં? સરસ લાગે છે. સમજદાર લાગે છે.'

'એમ?' મીતાના ચહેરા પર આછો વ્યંગ હતો. 'પહેલાં નહોતી લાગતી?'

'ના, ના, તું તો પહેલેથી જ સમજદાર હતી. મારી સમજ ઓછી પડી!' રાજનના અવાજમાં પ્રમાણિકતા હતી. ઘડીભર બંને વચ્ચે મૌન છવાઈ ગયું. શિયાળાને કારણે સવાર હજુ જાણે આળસ મરડીને બેઠી થતી હોય એમ ધીમે-ધીમે બધું જાગતું જતું હતું. ચારેકોર ગાઢ ધુમ્મસનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. અચાનક સૂરજ બહાર આવ્યો અને ધુમ્મસ અદૃશ્ય. મીતાએ રાજનની સામે જોયું. બંનેના ચહેરા ચમકી ઊઠ્યા.

* * *

શિયાળાની આવી જ એક ધુમ્મસઘેરી સવારે મીતાએ રાજનને કહ્યું હતું. 'આમ જ ટ્રેન ચાલ્યા કરે ને રસ્તો ખૂટે જ નહીં તો?'

રાજને મીતાનો હાથ પકડી લીધો હતો અને તેની આંખોમાં સીધું તાકતાં પૂછ્યું હતું, 'સાચું કહે છે?' મીતાએ માત્ર આંખો નમાવી હા પાડી હતી. આકાશમાં સૂરજે આવીને ધુમ્મસને વિખેરી નાખ્યું હતું. પછી તો થોડો સમય બંને આસમાનમાં ઊડતાં હતાં. ધીમે-ધીમે મીતાને રાજનના ડોમિનેટિંગ સ્વભાવનો પરિચય થતો ગયો. એની ઇચ્છા વિરુદ્ધ કશું પણ મીતા કરે એટલે એની દલીલો શરૂ. એક વખત રાજને મિત્રો સાથે પિકનિક પર જવાનું ગોઠવ્યું હતું. મીતાને એ જ સમયે એક સેમિનારમાં જવાનું હતું. રાજે કહ્યું હતું, 'સેમિનાર તો આખી જિંદગી આવ્યા કરશે, આવો મજાનો સમય ફરી નહીં મળે.' મીતા માની ગઈ હતી. એકવાર રાજન ફાલસા કલરનો ડ્રેસ લઈ આવ્યો. મીતા અકળાઈ ગઈ હતી, 'તને ખબર છે મને આછો ગુલાબી રંગ વધારે ગમે છે!' પછી તો આવા બનાવો વારંવાર બનવા લાગ્યા હતા. બંને વચ્ચેની ખાઈ વિસ્તરતી જતી હતી. એકવાર રાજ ફિલ્મની ટિકિટ લઈ આવ્યો. મીતાને એ સમયે કાકાને ત્યાં એક ફંક્શનમાં જવાનું હતું. 'તારે મને પૂછવું તો જોઈએ ને?'

'એમાં પૂછવાનું શું? મને મૂડ આવ્યો એટલે લઈ આવ્યો!'

'તારો મૂડ, તારી અનુકૂળતા, તારી ઇચ્છા - આમાં મારું શું છે રાજ?'

'તારે કાકાને ત્યાં જવાનું આટલું બધું મહત્ત્વનું છે?' રાજને અકળાઈને કહ્યું હતું.

'આપણી સાથે આપણો પરિવાર પણ જોડાયેલો છે. રાજ, તેમની લાગણીઓને પણ માન આપવું જોઈએ.' મીતાએ રાજને સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો.

'નો વે, હું તો મારી રીતે જીવીશ. તું

ફિલ્મ જોવા આવે છે કે નહીં?'

મીતાએ મક્કમતાથી ના પાડી હતી.

'મને તો એવું હતું કે તારા માટે હું સૌથી વધારે મહત્ત્વનો છું. તું તો મને સાવ છેલ્લો મૂકે છે?' મીતાની સામે જ ફિલ્મની ટિકિટ ફાડી નાખી. પગ પછાડતો રાજન ચાલ્યો ગયો હતો. તેને હતું કે મીતા હંમેશની જેમ તેને મનાવવા આવશે.

મીતા મનાવવા નહોતી ગઈ. તેને થયું હતું કે આખી જિંદગી આ રીતે કેમ જિવાય! રિઝલ્ટ આવ્યું એટલે આગળ અભ્યાસ કરવા બૅન્ગલોર જતી રહી હતી.

* * *

'ચાય... કૉફી...?' બોલતો ફેરિયો આવ્યો અને રાજને કહ્યું. 'બે સ્ટ્રૉન્ગ કૉફી.'

'ના, મારી ચા.' મીતાએ કહ્યું.

રાજન આશ્ચર્યથી જોઈ રહ્યો.

'કૉફીના કપની વરાળમાંથી સ્ટ્રૉન્ગ કૉફીની જે ફ્લેવર આવતી હોય... અહાહા... એની તોલે તારી ચા ન આવે.' મીતા કહેતી અને રાજનને પણ કૉફી પીવા લલચાવતી. એ મીતા આજે ચા... રાજનના મનમાં ન સમજાય એવો આનંદ વ્યાપ્યો. કદાચ મને યાદ કરવા... ત્યાં જ મીતાએ કહ્યું, 'તને નવાઈ લાગે છે ને પણ કરણે મને ચાની ટેવ પાડી દીધી, પણ તું ક્યારથી કૉફી પીવા માંડ્યો?'

રાજનને દૂર ફેંકાઈ જવાનો અનુભવ થયો. મીતાને માટે પોતાના સિવાય કોઈનું આટલું મહત્ત્વ હોય એ આજે પણ સહન થતું ન હતું. તેને મીતાને કહેવાનું મન થયું કે મારા જીવનના અદૃશ્ય ખૂણામાં સતત તારી હાજરી તીવ્રતાથી અનુભવી છે.

તે કશું કહેવા જાય એ પહેલાં મીતાએ પૂછ્યું, 'સ્નેહાએ તારાં લગ્નના સમાચાર આપ્યા હતા. કેમ છે તું?'

'એકદમ ટનાટન!' રાજન વધારે પડતા ઉત્સાહમાં આવી બોલ્યો. એણે મોબાઇલ કાઢ્યો. 'આ શાલિની અને આ મારી દીકરી જુહી.' બંનેના લાંબા વાળનો ચોટલો આગળ હતો.

રાજન ઝીણી નજરે મીતાને જોઈ રહ્યો. ક્યાંય એના ચહેરા પર ઈર્ષ્યાનો ભાવ દેખાય છે! પણ તે તો આનંદથી બોલતી હતી. 'વાહ, આઇ ઍમ હેપ્પી ફૉર યુ. તને જેવી જોઈતી હતી તેવી પત્ની મળી ગઈ.'

રાજનને ગળે કશુંક અટવાયું હોય એવું લાગ્યું. એ બોલવા ગયો પણ અવાજ ન નીકળ્યો. તેણે મનમાં જ કહ્યું : હા, પણ એ મીતા નથી.

મીતાએ દુપટ્ટો કાઢ્યો અને એમાંથી ખુલ્લા કાળા, ઘાટા વાળનો ઢગલો તેના ખભા પર પથરાઈ ગયો. રાજન વિસ્મય અને આઘાતથી મીતાના આ નવા રૂપને જોઈ રહ્યો. એના લાંબા, ભરાવદાર અને સુંવાળા વાળ રાજનને બહુ ગમતા. તારા

લાંબા વાળ... તે વાક્ય પૂરું ન કરી શક્યો.

'અરે ધોવાની, ગૂંચ કાઢવાની, ઓળવાની કેટલી બધી જફા! એકવાર કપાવી જ નાખ્યા!'

'તને કરણે ના ન પાડી? આવા સરસ વાળ...'

'તે ક્યારેય ના ન પાડે. તેને હું જે કરું એ બધું ગમે.'

'બહુ ખુશ છે તેની સાથે?'

'લે, ફોટો જોઈને તું નક્કી કર!' મીતાએ રમતિયાળ લહેકામાં કહ્યું. ગૅલરીમાં જઈને તેની આંગળી એક પછી એક ફોટા પર ફરવા લાગી અને ઘડીક તો તે જાણે રાજનની હાજરી ભૂલી ગઈ. ફોટો જોતાં-જોતાં તેનો મરક-મરક થતો ચહેરો જોઈ રાજનને ઈર્ષ્યા થઈ. કેટલી બધી વાતો કરવાની છે. કેટલું બધું પૂછવાનું છે તેને!

'મીતા...' અકળાઈને તેણે કહ્યું.

'એક મિનિટ' મીતાએ એક ફોટો સિલેક્ટ કરીને રાજનને બતાવતાં કહ્યું, 'જો રાજ, આ મારો સંસાર! સાસુ-સસરા, જેઠ-જેઠાણી. આ જેઠનો દીકરો, આ બંને મારાં અને આ સેલ્ફી લે છે એ મારા પતિદેવ!'

'એટલે તું સંયુક્ત કુટુંબમાં રહે છે?' રાજનને આશ્ચર્ય થયું.

'એની જ તો મજા છે. એકબાજુ મમ્મી માટે ભજનોની સીડી વાગતી હોય, પપ્પા યોગ કરતા હોય, મોટા ભાઈ અને કરણ મોટેથી હસી-હસીને વાતો કરતા હોય, એની સાથે રસોડામાં વાસણોનો અવાજ અને આ બાળકોનો કલબલાટ, એવું લાગે જાણે વિવિધ પક્ષીઓનો કલરવ સંભળાય છે.' મીતાના ચહેરા પર રણઝણતું સ્મિત હતું.

'સાથે આ દોડધામ, આટલાં ઍવૉર્ડ, તું આ બધું મૅનેજ કેવી રીતે કરે છે? શાલિની તો અમને બંનેને સંભાળતાં જ થાકી જાય છે.'

મીતા ખડખડાટ હસી પડી. 'હું તેમને ક્યાં સંભાળું છું, તે લોકો મને સંભાળે છે!'

એક, નિર્દોષ અને નરવું હાસ્ય. રાજને અનુભવ્યું કે આમાં ક્યાંય બનાવટ નથી.

'તને ક્યારેય મારો અભાવ ન સાલ્યો?' એવો રાજનનો પ્રશ્ન એ હાસ્યમાં વહી ગયો. તેણે વાતને બદલવા કહ્યું, 'તારાં લગ્નમાં હું...'

'ન આવી શક્યો એમ જ કહેવું છે ને? કંઈ વાંધો નહીં.'

'ના, એમ નથી કહેવું, હું આવ્યો હતો તારાં લગ્નમાં.'

'અરે, તો મળ્યો કેમ નહીં! તને કરણનો પરિચય કરાવત ને!'

રાજન કહેવા ગયો કે તારો હાથ બીજાના હાથમાં મુકાતાં ન જોઈ શક્યો, પણ ત્યાં જ ફરી રિંગટોન અને મીતા એમાં વ્યસ્ત.

'આને કંઈ કામકાજ નથી કે?'

એના વિચારોની ગતિ સાથે હરીફાઈ કરતી ટ્રેન ધમધમાટ દોડતી હતી. શિયાળાની ઠંડક પર સૂર્યનો પ્રભાવ

વધવા લાગ્યો છે. હમણાં સુધી રાહત આપતો તડકો હવે આકરો લાગે છે. સુરત આવ્યું. અહીંયાં તો ટ્રેન થોડીવાર ઊભી રહેવાની હતી. તેણે મીતાને કહ્યું ‘ચાલ, નીચે ઊતરીએ. થોડા પગ છુટ્ટા થશે.’

‘પછી તું પહેલાંની જેમ બારી પાસેની મારી જગ્યા પડાવી નહીં લે ને?’ મીતાએ ઊભા થતાં તોફાની સ્વરે કહ્યું. રાજનને લાગ્યું સમય જરાય આગળ વધ્યો નથી. બધું ત્યાંનું ત્યાં જ છે.

નીચે ઊતરતાં જ સામે વડાપાંઉની લારી જોઈ મીતા આનંદથી બોલી ઊઠી, ‘વડાપાંઉ ખાઈએ?’

‘વડાપાંઉ? આર યુ ક્રેઝી?’

‘યસ. આઇ ઍમ ઍન્ડ માય ફૅમિલી ટુ!’ મીતાએ લારી પાસે જઈને ઑર્ડર કર્યો.

‘તને ખબર છે ને કે મને તો આ રીતે લારી પરનું ખાવાનું નથી ગમતું?’ રાજન એકદમ ગુસ્સે થઈને બોલ્યો અને તને પણ. એટલે તો તું મારા માટે કશોને કશો નાસ્તો બનાવીને લાવતી હતી, યાદ છે ને?’

‘એ સમયે કેટલું બધું એવું કરતી હતી જે તને ગમતું હતું!’ મીતાએ વડાપાંઉની પ્લેટ રાજનને આપતાં કહ્યું, ‘લે ખાઈ તો જો. હજુ અમદાવાદને તો કેટલી બધી વાર છે. ટેકો રહેશે.’ તેણે લારીવાળાને ચાર વડાપાંઉ પૅક કરવાનું કહ્યું. ‘મારા ઘરમાં બધાંને સુરતના આ વડાપાંઉ બહુ ભાવે. ત્યાં જઈને માઇક્રોવેવમાં ગરમ કરી દઈશ. બધાં એટલા પ્રેમથી ખાશે!’

રાજનને થયું આ મીતાને તો તે ઓળખતો જ નથી.

ટ્રેનમાં પાછાં આવી રાજન ટ્રેનમાં કશું શોધવા લાગ્યો. મીતા થોડીવાર જોઈ રહી પછી પર્સમાંથી પાણીની બૉટલ કાઢી તેની સામે ધરી. રાજન છોભીલું હસ્યો. ‘મેં મૂકી તો હતી અંદર...!’

‘સાવ એવો ને એવો જ રહ્યો!’ મીતા અચરજથી બોલી, ‘જરાય બદલાયો નથી!’

બહુ જ બદલાઈ ગયો છું મીતા! પાણીનો ઘૂંટ ગળે ઉતારતાં રાજને વિચાર્યું. હમણાં વડોદરા આવી જશે. હજી તો મીતાને કેટલું બધું કહેવાનું છે. ક્યારે તે કહી શકશે કે શાલિનીને તારી જગ્યા ક્યારેય ન આપી શક્યો. આ કૉફી, આ ટ્રેનની મુસાફરી, લાંબા વાળવાળી શાલિનીને પસંદ કરવી - આ બધું તને એક રીતે સાથે રાખવાનાં ઝાવાં છે.

વડોદરા નજીક આવતું ગયું એમ રાજનની બેચેની વધવા લાગી. ‘મીતા...!’ રૂંધાયેલા કંઠે તે બોલી ઊઠ્યો. મીતા આ અવાજ સાંભળી ચોંકી ગઈ.

‘ક્યારેય માફ કરી ન શકાય એટલો મોટો ગુનો કર્યો હતો મેં? મને મળ્યા વિના જ બૅન્ગલોર જતી રહી?’ રાજનનો અણધાર્યો સવાલ આવીને મીતાના ચહેરા પર પથ્થરની જેમ અથડાયો.

મીતાએ ઊંડો શ્વાસ લીધો. ‘સાચું કહું તો તને મનાવતાં-મનાવતાં થાકી ગઈ

હતી. હું રાહ જોતી હતી કે એકવાર તું મને મનાવવા આવે!'

'મારા ગુસ્સાને તો તું જાણતી હતી!'

'તોય મનના એક ખૂણામાં એવી શ્રદ્ધા હતી કે તું આવશે, પણ આપણા પ્રેમ કરતાં તારો ઈગો વધારે મહત્ત્વનો નીકળ્યો!' મીતા બોલતી રહી. 'બહુ પીડા થાય છે ગમતી વ્યક્તિથી જુદા પડવાનું આવે ત્યારે. સાચું કહું તો એ દિવસોમાં મનથી હું હારી ગઈ હતી. અચાનક કરણનો પ્રવેશ થયો મારા જીવનમાં. સૂરજનો પ્રખર તાપ નહીં, પણ સતત પ્રજ્વલિત રહેતા અખંડ દીવાની જેમ તેણે મારા ખૂણેખૂણાને અજવાળ્યા કર્યો છે.' મીતાના શ્રદ્ધાથી ચમકતા ચહેરાને રાજન જોઈ રહ્યો. 'ક્યારેક એવું બને રાજ કે વર્ષોના પરિચય છતાં સાથે ન રહી શકાય અને થોડી ક્ષણોનો પરિચય જીવનભરનો સાથ બની જાય!' મીતાએ રાજના હાથ પર હાથ મૂકતાં કહ્યું, 'હવે વીતેલાં વર્ષોના તાણાવાણા ઉખેડવાનો, એ બધું યાદ કરવાનો શો અર્થ છે? આપણે બંને ખુશ છીએ આપણા સંસારમાં તો જે થયું એનો અફસોસ શા માટે?'

રાજન કશું બોલી ન શક્યો.

'કેમ કશું બોલતો નથી? શું વિચારે છે?'

'થાય છે કે ટ્રેન આમ જ ચાલ્યા કરે...' રાજનથી બોલાઈ ગયું.

મીતા કશું બોલી નહીં, સહેજ હસી.

'કેમ કશું બોલી નહીં??'

'મને થાય છે કે જલદી વડોદરા આવે અને મારાં છોકરાંઓને મળું. ત્રણ દિવસે ઘેર જાઉં છું.'

ટ્રેનમાં ચહલપહલ થવા લાગી. જાણે પહેલા ઊતરવાની સ્પર્ધા હોય એમ લોકો ઝડપથી સામાન ઉતારી ચાલવા લાગ્યા. મીતા ઊભી થઈ ને બૅગ ઉતારવા ગઈ. રાજને એના હાથમાંથી બૅગ લઈ લીધી.

'રાજ, ગમ્યું મળવાનું. આવજે.' મીતાએ ભીડમાં ધીમે-ધીમે આગળ ચાલતાં કહ્યું.

'બસ આટલું જ!' રાજને તેની પાછળ ચાલતાં કહ્યું.

મીતા ટ્રેનનાં પગથિયાં ઊતરી ગઈ. 'ફરી ક્યારે મળીશું?' રાજનના અવાજમાં અધીરાઈ આવી ગઈ. તે કૂદકો મારી નીચે આવી ગયો. 'તારો ફોન નંબર? આમ જ છૂટાં પડી જવાનું!'

રાજનના હાથમાંથી બૅગ લેતાં મીતાએ સામેથી આવતા કરણ સામે હાથ હલાવ્યો.

'તું છૂટો ક્યાં પડ્યો છે, હજુ ત્યાં જ ઊભો છે, કેમ? રાજ, મુક્ત થઈ જા!'

ટ્રેનની વ્હીસલ વાગી. રાજનની આંખો તરલ થઈ ગઈ. મીતાએ તેને ધક્કો મારીને ઉપર ચડાવ્યો. ટ્રેન ચાલવા લાગી. કરણ આવી ગયો હતો. રાજનને થયું, એકવાર મીતા પાછળ જુએ. પણ તે તો કરણ સાથે આગળ વધી ગઈ હતી.

❑❑❑



# આદિવાસી ગરિમા અને ભવ્યતાની ઓળખ 'ભગોરિયા'

☐ ભરત ખેની

**પ્રા**ચીન સમયથી ભારતીય સંસ્કૃતિ કૃષિપ્રધાન હોવાથી પંચાંગ, ઋતુઓ અને ખેતીના કામકાજની જરૂરિયાતો પ્રમાણે ઉત્સવો અને મેળાઓની ઉજવણીનો સમય નક્કી થાય છે. ચોમાસાની ઋતુમાં શ્રાવણ અને ભાદરવા માસમાં પૂર્ણિમા અને અમાસના દિવસો દરમિયાન સૌથી વધુ મેળાઓ યોજાય છે. મેળાઓની બીજી મોસમ ઑક્ટોબર- નવેમ્બર માસમાં આવે છે અને ત્રીજો ગાળો ફેબ્રુઆરીથી એપ્રિલ માસનો પણ છે. સામાન્ય રીતે ડુંગરાઓ અને નદીઓની રમણીય જગ્યાઓએ મેળાઓ યોજાય છે. મેળો માનવીને આનંદ, ખરીદી અને દેવદર્શનની અમૂલ્ય તક પૂરી પાડે છે. દૂર-દૂરથી રંગબેરંગી વસ્ત્રો પહેરીને આવેલાં નર-નારીઓથી મેળો એક રંગભર્યો ઉત્સવ બની રહે છે. મેળાઓ આખો દિવસ મહેનત કરતા માનવીના જીવનમાં વૈવિધ્ય લાવી, હૈયાને હળવું અને આનંદથી ભર્યુંભાદર્યું બનાવે છે.

આપણે વાત કરવી છે આદિવાસી

મેળાની. આદિવાસી સંસ્કૃતિનો વિકાસ ઘણી કપરી ભૌગોલિક પરિસ્થિતિમાં થયેલો છે. સ્થાનિક પરિવેશ જ્યારે પોતાના ભરણપોષણ માટેની સગવડ પૂરી નથી કરી શકતો ત્યારે તેમને અન્ય શહેરોમાં સ્થળાંતર કરવાની જરૂરિયાત ઊભી થાય છે. આ સ્થિતિ વર્ષોવર્ષ અને પેઢી દર પેઢી ચાલતી રહે છે.

આદિવાસીઓને હંમેશાં આપણે મુખ્ય ધારાથી વિમુક્ત થયેલા માનીએ છીએ, પણ તેમના પરંપરાગત રીતરિવાજો તરફ એક નજર કરીએ તો ખબર પડે છે કે જે પરંપરાઓના અભાવમાં આપણો સમાજ કુંઠાગ્રસ્ત થઈ મનોવિકારોનો શિકાર થઈ રહ્યો છે એવા સમયે આદિવાસીઓએ પોતાની પરંપરાને આબાદ જાળવી અને વિકસિત કરી છે. સભ્ય સમાજમાં સુયોગ્ય જીવનસાથીની પસંદગી કરવી એ આજે કપરા ચઢાણ સમાન છે ત્યારે આપણે આપણી જાતને એક વાર પૂછવું જોઈએ કે આપણે યુવાધનને શું આપ્યું? શું આપણી પાસે એવા કોઈ ઉત્સવ છે કે જે ફક્ત પ્રણય-મિલનને જ અવકાશ આપે?

ગુજરાત અને મધ્યપ્રદેશને જોડતા સીમાડાની આસપાસ દાહોદ, છોટા ઉદેપુર, (ગુજરાત) અને ધાર, ખરગોન, બડવાની, ઝાબુઆ અને અલીરાજપુર (મધ્યપ્રદેશ) જિલ્લાઓમાં આદિવાસી વિસ્તાર આવેલો છે. વિંધ્યાચલ ગિરિમાળાને કારણે ચારે બાજુ પહાડો જ પહાડો, કાંકરા અને પથ્થરોના ઢગલા, ક્યાંક-ક્યાંક બાવળનાં ઝાડ અને ઝાડી-ઝાંખરાં. દૂર નજર કરતાં ડુંગરો પર છૂટાંછવાયેલાં ઘરો જોવા મળે છે કે જે ઈંટ-પથ્થર અને માટીથી બનેલાં છે.





અનાજમાં મકાઈ, જુવાર, બાજરી, તુવેર જેવા સ્થાનિક પાકો અને જે વિસ્તારોમાં પાણીની વ્યવસ્થા છે ત્યાં ઘઉં અને લીલાં શાકભાજી જેવા રોકડિયા પાકો જોવા મળે છે. આવી કઠિન પરિસ્થિતિઓ વચ્ચે જીવતો હોય અને રોજગારી અર્થે બહાર સ્થાયી થયેલો હોવા છતાં આ સમુદાય હોળીના તહેવાર પર પોતાના ગામમાં જરૂર પાછો આવે છે. એકબીજા લોકોને મળીને અનુભવોનું આદાન-પ્રદાન કરે છે. આવતા વર્ષ દરમિયાન કયા વિસ્તારોમાં સારું કામ/રોજગારી મળવાની સંભાવના વધારે છે તે અને ત્યાં જવા માટેનું આયોજન પણ કરે છે.

બધા આદિવાસી વિસ્તારમાં સાપ્તાહિક હાટ ભરાય છે, પરંતુ હોળીના એક અઠવાડિયા પહેલાં જે હાટ ભરાય છે એને ભગોરિયાના નામથી ઓળખવામાં આવે છે. ભગોરિયાને લઈને અનેક મતમતાંતરો છે. ઘણા તેને 'પ્રેમનો ઉત્સવ' કહે છે તો કેટલાક એવો ઉલ્લેખ કરે છે કે સામાજિક મર્યાદાઓની અંદર રહીને પસંદ કરેલી યુવતી સાથે લગ્ન કરવાનો ઉત્સવ એટલે ભગોરિયા. અહીં આપણી ઉત્સુકતા એટલે વધી જાય છે કે જે સમાજમાં પ્રેમવિવાહ અને બહુવિવાહ પ્રથાને પહેલેથી જ સ્વીકારવામાં આવી છે તો પછી ભગોરિયાની રચના અલગથી કયા હેતુસર કરવામાં આવી? અને એવો કયો વિશેષ લાભ ભગોરિયામાં છે કે જેને કારણે આ સમુદાયે ભગોરિયાનું આયોજન કરવું પડ્યું? યુવતીની કિંમત ચૂકવ્યા વગર બંધાયેલા સંબંધો અથવા ભગાડી જઈને લગ્ન કરી લેવાં આ બન્ને કારણો કિંમત ચૂકવ્યા વગર સહમત થવાં એ આદિવાસી સમાજમાં અસંભવ છે, પરંતુ આ મેળામાં સંભવ છે. આ મેળાઓમાં રોજિંદી જરૂરિયાતની ચીજવસ્તુઓ, રમકડાં, ખેતીવાડીને લગતાં સાધનો અને સૌથી મહત્ત્વપૂર્ણ અલગ-અલગ પ્રકારના મોટા-મોટા ચકડોળ. મેળામાં આવેલા દરેક યુગલો ચકડોળમાં બેસવાનું પસંદ કરે છે.

ફાગણના મદમસ્ત વાયરાઓ અને વસંત મહિનાના આગમનની સાથે ભગોરિયા (ભંગોરિયા/ભંગુરિયો/ભગુરિયો) ઉત્સવ/મેળાની શરૂઆત થઈ જાય છે. જેમાં આદિવાસી નવયુવાનો જિંદગીના નવા રંગો શોધતા નજરે પડે છે. આ એક એવો તહેવાર છે કે જે હોળી સુધી ચાલે છે. રંગરંગીલો, મસ્તીભર્યો, પરંપરાગત, લોકસંસ્કૃતિના પ્રતીક સમાન ભગોરિયા ઉત્સવમાં યુવાન હૈયાંઓમાં ઉત્સાહ અને ઉમંગ જોવા મળે છે. નવપલ્લવિત વૃક્ષો સમાન નવાં-નવાં રંગબેરંગી વસ્ત્રોમાં શણગાર સજીને યુવક-યુવતીઓનાં ટોળાંઓ આ મેળામાં આવે છે, ત્યારે એક અનેરું દૃશ્ય આંખો સામે તાદૃશ થઈ જાય છે. હેલે ચઢેલી કન્યાઓ તો સોળ શૃંગાર સજે છે સાથે યુવકો પણ શૃંગાર સજવામાં જાણે હરીફાઈ કરતા હોય એવું લાગે છે.

ભગોરિયા હાટના દિવસે આદિવાસી



ક્ષેત્રનાં ગામોનાં બધાં જ ફળિયાંઓ અને ઘરોમાં એક વિશેષ પ્રકારનો ઉત્સાહ જોવા મળે છે. ગામડાંઓમાં ઢોલની થાપ દૂર-દૂર સુધી સંભળાય છે. ક્યાંક ઝાંઝરની છમ-છમ તો ક્યાંક થાળીનો રણકાર તો ક્યાંક કૂંડી (ચામડે મઢેલું નગારાનું કૂંડા જેવું ઠામ - ભગવદ્‌ગોમંડલ પ્રમાણે) અને પીહો/વાંસળીના સૂરનું મધુર સંગીત દૂર-દૂર સુધીના જંગલવિસ્તારોમાં, ડુંગરોની ઘાટીઓમાં, નદીઓ અને તળાવોના તરંગોમાં અને ખેતરોમાં પ્રસરીને સમગ્ર ક્ષેત્રને જાણે કે જીવંત કરી દે છે. ધગધગતા અંગારા સમાન ખીલેલાં કેસૂડાનાં કેસરી ફૂલો અને રંગ ગુલાલની વચ્ચે લાલ, લીલા, ગુલાબી અને પીળા રંગની પાઘડીઓ, કાનમાં ચાંદીની સેરો, કાંડામાં ચાંદીના ભોરિયા, કમરમાં કંદોરો, પગમાં ચાંદીનાં કડલાં તેમજ આંખો પર કાળાં ચશ્માં લગાવેલ યુવકો, તો શોખીન મહિલાઓ પણ કાળા, લીલા, કથ્થઈ, જાંબલી અને કેસરી જેવા આકર્ષક રંગના ભીલોડી ઘાઘરા, ઓઢણીઓ તેમજ ચાંદીનાં આભૂષણોથી સજ્જ થઈને ઢોલની થાપ અને દેશી આદિવાસી લોકગીતો પર નાચે છે. ગૉળની જલેબી, વીજળી દ્વારા ચાલતા ચકડોળથી લઈને લાકડામાંથી બનેલા ચકડોળની દૂર દૂર સુધી ફેલાયેલી શાખ એ ભગોરિયાની ઓળખ છે. બજારોમાં નૃત્ય કરતી ટોળકીઓ સહજ જોવા મળે છે. આ મેળામાં દૂર-દૂરથી આવેલા વેપારીઓ નિતનવી ચીજવસ્તુઓ લાવીને નાની નાની દુકાનો/હાટડીઓ બનાવે છે. એમાં હીંચકા, રમકડાં, મીઠાઈ-ફરસાણ, કપડાં, સોના-ચાંદી કે અન્ય ધાતુનાં તેમજ પ્લાસ્ટિકનાં આભૂષણો, સૌંદર્ય પ્રસાધનની સામગ્રી, રસોઈની સાધન-સામગ્રી તેમજ જીવનજરૂરિયાતની તમામ વસ્તુઓ વગેરે મુખ્ય હોય છે. આદિવાસી સમાજમાં ભીલ જાતિ પોતાનું આગવું અને વિશિષ્ટ સ્થાન ધરાવે છે, જેણે આજે પણ પોતાની સંસ્કૃતિને બરાબર સાચવી પોતાનું માનચિત્ર જાળવી રાખ્યું છે. સાંસ્કૃતિક ઉત્સવ ભગોરિયાનો મેળો એનું જ્વલંત ઉદાહરણ છે. આ ઉત્સવમાં ભીલ સંસ્કૃતિનાં કેટલાંક પ્રમુખ લક્ષણો સ્પષ્ટ રૂપે ઊભરી આવે છે. જેમ કે આદિવાસી

લોકજીવન, લોકગીત, લોકનૃત્ય, શારીરિક શૃંગાર, સૌંદર્ય, કલાત્મકતા વગેરે.

હકીકતે આ મેળાનું મૂળ નામ તો 'ગલાલિયા હાટ' એટલે કે ગુલાલ ફેંકવાવાળાનો હાટ એવું હતું. રવીપાક ઊતર્યા પછી, હોળી પૂર્વેના દસ દિવસ કે અઠવાડિયામાં ઝાબુઆ જિલ્લાની આસપાસ મેળાઓ ભરાય છે, જેમાં ભીલ લોકો સૌથી વધુ ખરીદ-વેચાણ કરે છે. ભીલ યુવકો વિવિધ સમસ્યાઓથી ઘેરાયેલા હોવા છતાં હંમેશાં ખુશખુશાલ રહે છે. આખું વરસ તનતોડ મહેનત કરનાર આદિવાસી યુવક-યુવતીઓ આ મેળાની આતુરતાપૂર્વક રાહ જોતાં હોય છે. આ ઉત્સવમાં તેઓ નાચે છે, દેશી લોકગીતો ગાય છે અને મોસમનો બરાબર લાભ ઉઠાવે છે. આ ઉત્સવ યુવાન હૈયાંઓ દ્વારા નિઃસંકોચ પ્રેમનો એકરાર કરવાનો ઉત્સવ પણ છે. ફાગણ મહિનાના મદમસ્ત વાયરાઓમાં આવતો આ ઉત્સવ આપબળે જ પોતાની પ્રાસંગિકતામાં વધારો કરે છે.

ભગોરિયાનાં આદર્શો, ગરિમા અને ભવ્યતાની આગળ યુરોપ અને અમેરિકાના પ્રેમ-ઉત્સવોની સંસ્કૃતિ પણ ઝાંખી પડતી જોવા મળે છે, કારણ કે ભગોરિયાનો ઉત્સવ પોતાની પવિત્રતા, સામાજિક અને સાંસ્કૃતિક મૂલ્યોની ધરોહરમાં ઓતપ્રોત છે. આ ઉત્સવની શરૂઆત ભંગારદેવની પૂજાથી કરવામાં આવે છે. પૂજા બાદ યુવાનોની ટોળીઓ મનપસંદ જીવનસાથીની શોધમાં નીકળી પડે છે અને શરૂ થાય છે પ્રેમની અભિવ્યક્તિનો ઉત્સવ. પ્રાચીન સમયમાં યોજવામાં આવતા સ્વયંવરનું ભીલી સ્વરૂપ એટલે ભગોરિયા. પરંપરા મુજબ એક જ ગામની યુવતીઓ એકસરખો જ પોશાક પહેરીને





આવે છે. મેળામાં યુવક-યુવતીઓ સંગીત સાથે પરંપરાગત નૃત્ય (નાચણું) કરે છે. મેળામાં યુવકો વાંસળી વગાડીને કે નાચણું કરીને વિવિધ રીતે મનપસંદ યુવતીને આકર્ષિત કરવાનો પ્રયત્ન કરે છે. આમાં આપસી સ્વીકૃતિની રીત પણ અલગ અને નિરાળી છે. જેમ કે યુવકો પાન ખવડાવીને પોતાના પ્રેમનો એકરાર કરે છે અને યુવતી પાન ખાઈને પ્રેમનો સ્વીકાર કરે છે અથવા તો યુવક મનપસંદ યુવતીના ગાલ પર ગુલાલ લગાડે છે અને જો યુવતી પણ સામે યુવકના ગાલ પર ગુલાલ લગાવે તો એનો મતલબ છોકરીને પણ છોકરો પસંદ છે. ત્યાર પછી પ્રેમી યુગલ મેળામાંથી સીધાં ભાગી જાય છે અને ત્યાર સુધી પાછાં નથી આવતાં જ્યાં સુધી બંનેનાં કુટુંબ લગ્ન માટે રાજી ન થઈ જાય. છેલ્લે તેમનાં બંનેના ઘરવાળા યુવક-યુવતીનાં ધામધૂમથી લગ્ન કરી આપે છે. આ ઉપરાંત કાપડું અને તીર મોકલવાનો/બદલવાનો રિવાજ પણ છે. જેમાં વર પક્ષ તરફથી કન્યાને ઘરે કાપડું અને તીર મોકલવામાં આવે છે, જો કન્યા પક્ષના લોકો એ કાપડું સ્વીકારીને તીર પાછું મોકલી આપે તો સંબંધની

સ્વીકૃતિ થઈ એમ માનવામાં આવે છે. આ રીતે ભગોરિયા ભીલો માટે લગ્નબંધનમાં બંધાવા માટેનો અનોખો તહેવાર છે. પહેલાં આ રિવાજના કારણે ઘણા ખૂનખરાબા થયાની ઘટનાઓ બનતી હતી; પરંતુ હવે સરકારની ચુસ્ત પોલીસવ્યવસ્થાને કારણે ઘણાં વર્ષોથી આવી અપ્રિય ઘટના બની નથી.

ભગોરિયાની શરૂઆત ક્યાં અને ક્યારે થઈ એ વિષય પર લોકોમાં એકમત નથી, પરંતુ લોકમાન્યતા અનુસાર રાજા ભોજના સમયે ભરાતા હાટોને ભગોરિયા કહેવામાં આવે છે. કાસૂમાર અને બાલૂન નામના બે ભીલ રાજાઓ આ સમયમાં થઈ ગયેલા કે જેઓએ પોતાના રાજ્ય ભાગોર (ઝાબુઆ જિલ્લાનું એક ગામ)માં મોટા મેળા અને હાટનું આયોજન કરવાની શરૂઆત કરી હતી. ધીરે-ધીરે આજુબાજુના વિસ્તારના ભીલ રાજાઓએ પણ તેમનું અનુકરણ કરીને હાટ અને મેળાઓનું આયોજન શરૂ કર્યું. ત્યારબાદ આ આખા ઉપક્રમને ભગોરિયા નામથી ઓળખવામાં આવ્યો.

વર્તમાન સમયમાં ભગોરિયા હાટ પર નજર કરતાં જોઈ શકાય છે કે હાટની પરંપરા પર આધુનિકતાના રંગો હાવી થતા જાય છે. ચાંદીનાં ઘરેણાંઓની સાથે-સાથે હવે યુવાનોના હાથમાં મોબાઇલ ચમકતા જોવા મળે છે, તાડી અને મહુડાના દારૂની જગ્યાએ વિલાયતી દારૂનો વપરાશ વધતો જાય છે, તો છાશ અને લીંબુ પાણીની જગ્યાએ પેપ્સી અને કોકાકોલાનું ચલણ વધ્યું છે. નૃત્ય સમયે આદિવાસી યુવકો કાળાં ચશ્માં પહેરવાનું પસંદ કરવા લાગ્યા છે તો યુવતીઓ પણ આધુનિકતાના રંગમાં રંગાતી જોવા મળે છે. ભણેલાંગણેલાં આદિવાસી યુવક-યુવતીઓ આ મેળામાં જવાનું પસંદ કરતાં નથી. આ ઉત્સવ દરમિયાન જીવનસાથીની પસંદગી કરવાની માન્યતાને પણ નકારે છે. ભગોરિયા દરમિયાન થતાં લગ્નોની સંખ્યા દિન-પ્રતિદિન ઘટતી જાય છે. આ જોઈને જૂની પેઢી ઘણી ચિંતામાં છે કે ક્યાંક આધુનિકતાના રંગમાં તેમની આ અનોખી પરંપરા વિલુપ્ત ન થઈ જાય.

આમ ભીલ સમુદાયનો આ એવો મહત્ત્વપૂર્ણ ઉત્સવ છે કે જે શુષ્ક અને બેરંગી ધરતી અને માનવને નૂતન રંગોથી ભરી દે છે. આ ધરતી પર વર્ષા વધુ ને વધુ થાય એવી મનોકામના પણ ભગોરિયા ઉત્સવમાં સામેલ થતા દરેક માણસની રહી છે. આ ચકડોળરૂપી પાંખો દ્વારા તે વાદળોને વધુ ને વધુ વરસાદ પડે એવી વિનંતી કરતા જોવા મળે છે, પરંતુ ઘણા પ્રયત્નો કરવા છતાં પણ આ સંભવ બની શક્યું નથી. આ પ્રદેશ ઘણો જ શુષ્ક છે, સખત પરિશ્રમ કર્યા પછી પણ 'બિન પાની સબ સૂન' જેવી સ્થિતિ રહી છે.

* * *

*(અહીં ઉપયોગમાં લેવામાં આવેલ તમામ ફોટોગ્રાફ્સ ઇન્ટરનેટના પબ્લિક ડોમિન પરથી લેવામાં આવેલ છે.)*




☐ અરવિંદ ગુપ્તા ☐ અનુ. : હેમંત સોલંકી

આ લેખ વિજ્ઞાનલેખક તેમજ વિજ્ઞાનપ્રચારક શ્રી અરવિંદ ગુપ્તાના પુસ્તક 'Bright Spark'માં રજૂ થયેલ સૌપ્રથમ ભારતીય મહિલા વૈજ્ઞાનિક ડૉ. કમલા સોહોનીની લઘુઆત્મકથાનો ભાવાનુવાદ છે. ફક્ત સ્ત્રી હોવાને કારણે તેમને અન્યાયનો સામનો કરવો પડ્યો, પરંતુ તેમણે સ્વાભિમાન અને મક્કમતાપૂર્વક આનો સામનો કર્યો. તેમણે શોધી કાઢ્યું હતું કે છોડની દરેક પેશીઓમાં 'Cytochrome C' નામનું એન્ઝાઇમ જોવા મળે છે. કુશાગ્ર બુદ્ધિમત્તા તેમજ કામમાં ઓતપ્રોત થઈ જવાની તેમની વૃત્તિએ તેમને અપાર યશ અપાવ્યો. નિવૃત્તિ પછી પણ સમાજ પ્રત્યેનું પોતાનું ઋણ તેમણે વિજ્ઞાનકાર્યો દ્વારા ફેડ્યું.

Indian National Science Academy (INSA), નવી દિલ્હીના પ્રાધ્યાપક એમ. વિજયન આ પુસ્તક માટેના પ્રેરણાસ્રોત રહ્યા તેમજ ખ્યાતનામ ખગોળવિજ્ઞાની પ્રા. જયંત નારળીકર સહિત પ્રા. માધવ ગાડગીલ તેમજ પ્રા. ટી. પદ્મનાભન આ પુસ્તકની સલાહકાર સમિતિના સભ્યો રહ્યા. આ બધાનો સ્પષ્ટ ઉદ્દેશ હતો 'બાળકો માટે ભારતીય વૈજ્ઞાનિકોનો પરિચય થાય એવું તેમનું સંક્ષિપ્તમાં ચરિત્ર આલેખતું, સંપૂર્ણ રીતે સરળ ભાષા તેમજ સારી એવી સચિત્ર માહિતીઓ ધરાવનાર પુસ્તક પ્રગટ કરવું.'

શ્રી અરવિંદ ગુપ્તાએ આ પુસ્તકમાં ૪૦ જેટલા ભારતીય વૈજ્ઞાનિકો તેમજ સંશોધકોનાં જીવનનો સંક્ષિપ્ત પરિચય તેમજ તેઓએ મેળવેલી સિદ્ધિઓ અને તેમનાં યોગદાનને રજૂ કર્યાં છે. આ કામમાં તેમને સાથ મળ્યો ડૉ. કરેન હેયડોકનો, જેમણે આ પુસ્તકની ડિઝાઇન તૈયાર કરી તેમજ એમાં ઉપયુક્ત એવાં ચિત્રો પણ આલેખ્યાં. આ પુસ્તક અંગ્રેજી અને હિંદી ભાષામાં એકસાથે પ્રગટ થયું અને પછી સમયાંતરે ગુજરાતી ભાષા ઉપરાંત ભારતની બીજી પ્રાદેશિક ભાષાઓમાં પણ અનુવાદ પામ્યું.

શ્રી અરવિંદ ગુપ્તાને ૨૦૧૮ના પ્રજાસત્તાક દિવસે નાગરિક સન્માન પદ્મશ્રીથી નવાજમાં આવ્યા. આ ઍવૉર્ડ તેમને તેમના 'Toy from Trash' પ્રોજેક્ટ માટે તેમજ તેમણે વિજ્ઞાનશિક્ષણમાં આપેલા અભૂતપૂર્વ ફાળા માટે એનાયત થયો.

- શ્રી હેમંત સોલંકી, મુંબઈ, ઈ-મેઈલ : shm8324@gmail.com

કમલા સોહોની વૈજ્ઞાનિક શાખામાં ડૉક્ટરેટ (Ph.D.)ની પદવી મેળવનારાં સૌપ્રથમ ભારતીય મહિલા વૈજ્ઞાનિક હતાં. તેમણે ગ્રામીણ ગરીબ વિસ્તારોમાં રહેતા લોકો દ્વારા ખોરાકમાં લેવાતા ખાદ્ય પદાર્થોના ત્રણ મુખ્ય સમૂહોનો વિગતવાર જીવ-રાસાયણિક અભ્યાસ હાથ ધર્યો અને તેમાંનાં પૌષ્ટિક મૂલ્યોને સાબિત કર્યાં.

કમલાનો જન્મ ૧૪ સપ્ટેમ્બર ઈ.સ. ૧૯૧૨માં થયો. તેમના પિતા નારાયણરાવ ભાગવત અને કાકા માધવરાવ બંને નામાંકિત રસાયણવિજ્ઞાનીઓ હતા. બેંગ્લોરસ્થિત ભારતીય વિજ્ઞાન સંસ્થાન (Indian Institute of Science)માંથી સૌપ્રથમ સ્નાતક થનાર વિદ્યાર્થીઓમાં તેઓનો સમાવેશ થતો હતો. કમલાએ મુંબઈ વિશ્વવિદ્યાલયમાંથી ભૌતિકવિજ્ઞાન અને રસાયણવિજ્ઞાન વિષય સાથે પોતાનો વિજ્ઞાનમાં સ્નાતક (B.Sc.)નો અભ્યાસ પૂર્ણ કર્યો. તેમણે વિશ્વવિદ્યાલયમાં સર્વ પ્રથમ ક્રમાંક પ્રાપ્ત કર્યો હોવાથી તેઓ એવું સમજતાં હતાં કે આગળ અભ્યાસ માટે બેંગ્લોરની ભારતીય વિજ્ઞાન સંસ્થાનમાં પ્રવેશ મેળવવો તેમના માટે સરળ રહેશે, પરંતુ વાસ્તવિકતા તદ્દન વિપરીત હતી.



પ્રસિદ્ધ વૈજ્ઞાનિક અને નોબેલ પારિતોષિક વિજેતા સર સી. વી. રામન જેમણે ભારતીય વિજ્ઞાન સંસ્થાન તેમજ રામન શોધ સંસ્થાન (Raman Research Institute)માં નોંધપાત્ર યોગદાન આપ્યું તેમજ ભારતમાં વૈજ્ઞાનિક સામયિકો શરૂ કરવાનો મજબૂત પાયો નાખ્યો તેઓ સ્ત્રી-વિદ્યાર્થીઓને વિજ્ઞાન શાખામાં પ્રવેશ ન આપવાના પક્ષધર હતા. જેના લીધે કમલા વિશ્વવિદ્યાલયની ગુણવત્તા યાદીમાં સર્વપ્રથમ આવી હોવા છતાં રામને ઈ.સ. ૧૯૩૩માં ઝડપથી કમલાની પ્રવેશ અરજી રદબાતલ કરી દીધી! પણ કમલા સહેલાઈથી હાર માની લેનારી નહોતી. તેમણે રામનના નિર્ણય સામે વાંધો ઉઠાવ્યો અને છેવટે રામન કૂણા

પડ્યા અને કમલાની પ્રવેશ અરજી સ્વીકારી લીધી.

રામનના કાર્યાલયમાં કમલાના સત્યાગ્રહ પછી તેમને અજમાયશ પર પ્રવેશ તો મળી ગયો, પણ એક શરત સાથે કે કમલાની હાજરીથી પુરુષ શોધકર્તાઓને તેમનાં શોધકાર્યોમાં ખલેલ ન પહોંચવી જોઈએ! કમલા આવી શરતના લીધે આઘાત પામ્યાં, પણ એને સ્વીકારવા સિવાય તેમની પાસે કોઈ બીજો વિકલ્પ ન હતો. પાછળથી કમલાએ આ પ્રસંગ વિશે વિગતવાર જણાવતાં કહ્યું કે "રામન મહાન વૈજ્ઞાનિક હોવા છતાં તેઓ ખૂબ જ સંકુચિત માનસિકતા ધરાવતા હતા. હું એક સ્ત્રી હોવાથી તેમનો મારા તરફનો વર્તાવ હું ક્યારેય ભૂલી નહીં શકું. આના પછી પણ રામને મને એક નિયમિત વિદ્યાર્થી તરીકે પ્રવેશ ન આપ્યો. મારા માટે આ અપમાનજનક હતું. જો એક નોબેલ પારિતોષિક વિજેતા આ પ્રકારનું વર્તન કરી શકે તો બીજા લોકો પાસેથી શું અપેક્ષા રાખી શકાય?"

એક વર્ષ પછી કમલાની નિષ્ઠા જોઈ રામન સંતુષ્ટ થયા અને તેમણે કમલાને જીવ-રસાયણવિજ્ઞાન (Bio-Chemistry)માં નિયમિત વિદ્યાર્થી તરીકે સંશોધન કરવાની પરવાનગી આપી. આના પછી રામને સંસ્થામાં વિદ્યાર્થિનીઓને પણ પ્રવેશ આપવાની શરૂઆત કરી. કમલા માટે આ એક સીમાચિહ્ન ગણી શકાય એવી જીત હતી. કમલાના સંઘર્ષને કારણે વૈજ્ઞાનિક બનવાની અભિલાષા સેવતી અન્ય સ્ત્રીઓ માટે માર્ગ સારી પેઠે સુગમ બની ગયો.

ભારતીય વિજ્ઞાન સંસ્થામાં શ્રી શ્રીનિવાસૈયાના માર્ગદર્શન હેઠળ કમલાએ ખૂબ જ મહેનત કરી. તેમના શિક્ષકનો તેમના ઉપર ચિરસ્થાયી પ્રભાવ રહ્યો. તેમણે કમલાને જીવ-રસાયણવિજ્ઞાનના નિપુણ મહાન વૈજ્ઞાનિકોની કામગીરીથી વાકેફ કરવા સાથે તેમનાં પુસ્તકો વાંચવા માટે તેમજ તેમની સાથે પત્રવ્યવહાર કરવા માટે પ્રોત્સાહિત કરી. અહીં કમલાએ દૂધ, કઠોળ તેમજ શીંગફળીમાં હાજર પ્રથિનો (Proteins) ઉપર સંશોધન કર્યું. જેના લીધે ભારતમાં કુપોષણની સમસ્યાનો સામનો કરવામાં મદદ મળી. ઈ.સ. ૧૯૩૬માં કઠોળમાં ઉપસ્થિત



ગ્રંથિનો ઉપર સંશોધનકાર્ય કરનાર તેઓ પહેલાં સ્નાતક હતાં. તેમણે પોતાના સંશોધનકાર્યનો શોધપ્રબંધ મુંબઈ વિશ્વવિદ્યાલયને સોંપ્યો અને તેમને વિજ્ઞાનમાં સ્નાતકોત્તર (Masters in Science-M. Sc.)ની પદવી એનાયત થઈ.

તે પછી તેઓ કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલય ગયાં અને ત્યાં પહેલાં ડૉ. ડેરિક રિક્ટરની પ્રયોગશાળામાં કામ કર્યું. રિક્ટરે કમલાને દિવસમાં કામ કરવા માટે એક વધારાની મેજ (Table) ફાળવી, જેના ઉપર રાતે ડેરિક પોતે સૂઈ જતા. જ્યારે ડૉ. રિક્ટર કામાર્થે અન્યત્ર જોડાઈ ગયા, ત્યારે કમલાએ વનસ્પતિઓની પેશીઓ (Plant tissues) ઉપરના પોતાના સંશોધનકાર્યને ડૉ. રોબિન હિલના માર્ગદર્શન હેઠળ આગળ ધપાવ્યું. બટાકા ઉપર સંશોધન કરતી વખતે તેમણે શોધી કાઢ્યું કે વનસ્પતિ પેશીઓનો પ્રત્યેક કોષ (Cell) Cytochrome C નામક ઉત્સેચક (Enzyme) ધરાવે છે, જે વનસ્પતિના કોષોના ઉપચયન/ઑક્સીકરણ (Oxidation)માં સામેલ હોય છે. આ એક મૌલિક શોધ હતી, જે સંપૂર્ણ વનસ્પતિ-જગત ઉપર લાગુ પડતી હતી.


નીરાને તાડીનાં વૃક્ષોમાંથી મેળવવામાં આવે છે

જ્યારે તેમને બે છાત્રવૃત્તિઓ (Scholarships) પ્રાપ્ત થઈ, ત્યારે આ ક્ષેત્રના વિખ્યાત વિશેષજ્ઞો સાથે કામ કરવાનું તેમનું સમણું સાકાર થયું. આમાંની પહેલી છાત્રવૃત્તિથી તેમને કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલય અંતર્ગત આવતી સર વિલિયમ ડૉન ઇન્સ્ટિટ્યૂટ ઑફ બાયોકેમિસ્ટ્રીમાં નોબેલ પારિતોષિક વિજેતા પ્રાધ્યાપક ફ્રેડરિક હૉપકિન્સની સાથે કામ કરવા મળ્યું. અહીં તેમણે જૈવિક ઉપચયન/ઑક્સીકરણ (Oxidation) તેમજ અપચયન (Reduction)ના ક્ષેત્રે કામ કર્યું. બીજી છાત્રવૃત્તિ એક અમેરિકન પ્રવાસી અધ્યેતાવૃત્તિ (Travelling Fellowship) હતી, જેના લીધે કમલાને યુરોપના ખ્યાતનામ વૈજ્ઞાનિકોને મળવાની તક સાંપડી.

કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયમાં પોતાની ડૉક્ટરેટ (Ph.D.)ની પદવી માટે વનસ્પતિઓની પેશીઓમાં શ્વાસોચ્છ્વાસ માટે 'Cytochrome C'ની ભૂમિકા વિશેનાં તેમનાં તારણોને તેમણે લઘુશોધ-પ્રબંધ(Thesis) તરીકે રજૂ કર્યો. તેમના સંપૂર્ણ ડૉક્ટરેટને લગતાં સંશોધન અને લેખનને તેમણે ૧૪ મહિનામાં જ આટોપી લીધું તેમજ આ શોધ-પ્રબંધ ફક્ત ૪૦ ટાઇપ કરેલાં પૃષ્ઠો

ધરાવતો હતો! વિજ્ઞાન શાખામાં ડૉક્ટરેટ (Ph.D.) મેળવવાવાળાં તેઓ સૌપ્રથમ ભારતીય મહિલા ઠર્યાં!

ઈ.સ. ૧૯૩૯માં તેઓ ભારત પરત ફર્યાં અને નવી દિલ્હીસ્થિત લેડી હાર્ડિંગ કૉલેજમાં નવા ખોલાયેલા જીવ-રસાયણવિજ્ઞાન (Bio-Chemistry) વિભાગનાં વડાં તરીકે કામ કર્યું. પછીથી તેઓ કુન્નુરસ્થિત Nutrition Research Laboratoryમાં મદદનીશ નિયામક (Asst. Director) તરીકે જોડાયાં. અહીં તેમણે જીવનસત્ત્વો (Vitamins)ની અસરો ઉપર સંશોધન કર્યું. ઈ.સ. ૧૯૪૭માં તેમનાં લગ્ન વ્યવસાયે વીમાવિજ્ઞાની/ વીમાનિષ્ણાત (Actuary) એવા શ્રી એમ. વી. સોહોની સાથે થયાં બાદ તેઓ મુંબઈ સ્થળાંતરિત થયાં.

મુંબઈમાં કમલા Royal Institute of Scienceમાં નવા ખોલાયેલા જીવ-રસાયણવિજ્ઞાન (Bio-Chemistry) વિભાગમાં જોડાયાં. તેમણે પોતાના વિદ્યાર્થીઓને જીવ-રસાયણવિજ્ઞાનના સુસંગત વિષયો ઉપર સંશોધન કરવા માટે પ્રેરિત કર્યા. તેમના માર્ગદર્શન નીચે સંશોધન કરનાર ઘણાય વિદ્યાર્થીઓ પછીથી નામાંકિત વૈજ્ઞાનિકો બન્યા. કમલાએ પોતાના વિદ્યાર્થીઓ જોડે મળીને ગામડાના ગરીબ લોકો દ્વારા વપરાશમાં લેવાતી ખાદ્ય વસ્તુઓનાં ત્રણ મુખ્ય જૂથોનું વિગતવાર જૈવ રાસાયણિક અભ્યાસ હાથ ધર્યો અને એના વડે આ ખાદ્ય વસ્તુઓમાં રહેલાં પોષકતત્ત્વોની સૂચિ બનાવી. આ સંશોધનોમાં સમાવેશ થતો હતો : શીંગફળીમાંના પ્રથિનો (Proteins), ટ્રિપસિન નામક અવરોધકો (Inhibitors), ભારતીય શીંગફળીઓની સુપાચ્યતા ઓછી કરતાં અન્ય સંયોજનો, નીરા, તાડગોળ અને તાડનો શીરો, તેમજ ડાંગર/ચોખાને ઘંટીમાં દળીને ઓપ આપીને તૈયાર થતો ચોખાનો લોટ. તેમના સંશોધનના વિષયો ભારતીય સામાજિક જરૂરિયાતોને અનુલક્ષીને ખૂબ જ સુસંગત હતા, કારણ કે સમાજના ગરીબ લોકો આ ખાદ્ય વસ્તુઓ ઉપર નિર્ભર હતા, એથી તેમનાં સંશોધનોથી સૌથી કુપોષિત લોકોને લાભ થયો.



Aarey Milk Projectને તેમનાં ઉત્પાદનોની ગુણવત્તા સુધારવા માટે પણ તેમણે સલાહસૂચનો આપ્યાં.

સ્વતંત્ર ભારતના પહેલા રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્ર પ્રસાદના સૂચન ઉપર કમલાએ નીરા ઉપર પોતાનું સંશોધનકાર્ય શરૂ કર્યું. નીરા તાડીનાં વૃક્ષોની વિવિધ પ્રજાતિઓનાં ફૂલોમાંથી તારવેલો રસ છે. એ સ્વાદમાં ગળ્યો તેમજ ખૂબજ પૌષ્ટિક હોય છે. કુપોષિત આદિવાસી ગર્ભવતી મહિલાઓ અને કિશોરોના આહારમાં નીરાનો સમાવેશ થવાથી તેમના એકંદર આરોગ્યમાં નોંધપાત્ર સુધારો થયો. નીરાના પોષકમૂલ્યો ઉપર કરેલા અગ્રણી સંશોધકાર્યને લીધે કમલા સોહોનીને રાષ્ટ્રપતિ પુરસ્કાર એનાયત થયો.

કમલા Consumer Guidance Society of India (CGSI)નાં સક્રિય સભાસદ હતાં, જ્યાં તેમણે બમણા ઉત્સાહથી કામ કર્યું. ઈ.સ.૧૯૮૨-૮૩ના ગાળામાં તેઓ CGSIનાં અધ્યક્ષપદે ચૂંટાયાં અને તેમણે આ સંસ્થાના સામયિક 'કિમત'માં ઉપભોક્તા/ગ્રાહક સુરક્ષા વિષય ઉપર ઘણા લેખો લખ્યા. કમલા પોતાનાં સંશોધનકાર્યોથી ખુશ હતાં, પરંતુ આ સંસ્થામાં ચાલતા અદેખાઈયુક્ત રાજકારણથી કેટલેક અંશે દુઃખી પણ હતાં, જેના કારણે તેમને સંસ્થાના નિયામક (Director) પદેથી ઘણાં વર્ષો સુધી બાકાત રાખવામાં આવ્યાં. છેવટે જ્યારે તેઓ આ સંસ્થાનાં નિયામક બન્યાં ત્યારે કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયના તેમના સૌપ્રથમ માર્ગદર્શક ડૉ. ડેરિક રિકટરે શુભેચ્છા પાઠવતાં કહ્યું કે "આટલી મોટી વૈજ્ઞાનિક સંસ્થાનાં સૌપ્રથમ મહિલા નિયામક બનીને કમલાએ ઇતિહાસ રચ્યો છે!"

તેમણે પોતાની સફળ વૈજ્ઞાનિક કારકિર્દીનું સંપૂર્ણ શ્રેય પોતાના પિતા તેમજ શિક્ષક શ્રીનિવાસૈયાને અને પોતાના પ્રેમાળ પતિને આપ્યો. કમલા સોહોનીનું જીવન અગ્રેસર એવી ભારતીય મહિલા વૈજ્ઞાનિકોએ કરેલા સંઘર્ષનું પ્રતીક છે. પુરુષોનું પ્રભુત્વ ધરાવતા વિજ્ઞાનના ક્ષેત્રમાં ફક્ત બુદ્ધિમત્તા તેમજ કુટુંબનો ટેકો હોવાથી કોઈ મહિલાનો પ્રવેશ સુનિશ્ચિત નથી થતો. ભારતીય આયુર્વિજ્ઞાન અનુસંધાન પરિષદ (Indian Council of Medical Research-ICMR)નાં સૌપ્રથમ મહિલા મહાનિયામક (Director General) ડૉ. સત્યવતીએ જ્યારે કમલા સોહોનીના સંઘર્ષ તેમજ તેમણે કરેલાં કામ વિશે જાણ્યું તો તેમણે આ પરિસ્થિતિમાં સુધારણા લાવવાનો નિર્ણય કર્યો. તેમણે ૮૪ વર્ષની ઉંમરે પહોંચેલાં કમલાને નવી દિલ્હી ખાતે એક ભવ્ય સમારોહ યોજી સન્માનિત કર્યાં. ૮૬ વર્ષનું આયુષ્ય ભોગવી ઈ.સ.૧૯૯૮માં કમલા સોહોની આ ફાની દુનિયાને અલવિદા કહી ગયાં.

❑❑❑


લાલ-ગુલાબી ફ્લેમિંગો

# પક્ષીઓનો રંગવૈભવ*

☐ યજ્ઞેશ દવે

**પ**ક્ષીઓની મીઠી ઈર્ષા આવવાનું સૌથી મોટું કારણ એમની ઉડાન. ઓસ્ટ્રિચ પેંગ્વિન, કિવી જેવાં જૂજ પક્ષીઓ એમાંથી બાદ – એક અપવાદ, બાકી તો બારીના સળિયા પર બેઠેલી એક નાનકડી ચકલી પણ ભુર્ર્ ઊડી તમને બંદીવાન હોવાનું ભાન કરાવી શકે. કુદરતે એને ઉડાન તો આપી ને સાથે સાથે ગાન પણ આપ્યું. એટલું જાણે અધૂરું હોય તેમ તેની પાસે જેટલા રંગો છે તે બધા આ પક્ષીઓને લૂંટાવી દીધા. કોઈ એવો રંગ નહીં હોય જે કોઈ ને કોઈ પક્ષી પાસે ન હોય!

શ્વેત, શ્યામ અને ઇંદ્રધનુના સાત રંગો – જાંબલી, નીલો, વાદળી, લીલો, પીળો, નારંગી અને લાલ રંગ તો ખરો, પણ આ વર્ણપટની વચ્ચે રહેલા અનેક અવનવા રંગો અને ઝાંય છૂટથી વેર્યા. આટલી બધી રંગબહુલતા છતાં વર્ણને લીધે ત્યાં કશી ઉચ્ચાવચતા નથી. માણસને તો ત્રણ જ રંગ મુખ્યત્વે મળ્યા – ગૌર, પીત અને શ્યામ, છતાં રંગભેદ ગયો નહીં. રાજેન્દ્ર શાહે તો તેમની એક કવિતામાં દરિયાકાંઠે ધવલ ગલપક્ષી અને શ્યામ વાયસની યુતિ રચી આપી.

જેને આપણે રંગ જ ન ગણીએ તેવા ધોળાફક સફેદ રંગની વાત કરીએ તો એ રંગથી પણ વિધાતાએ કેટકેટલાં પક્ષીઓને મઢ્યાં! તરત જ યાદ આવે બગલા, પેલિકન, ગલપક્ષી, વાબગલી કાકાકૌવા, નર દૂધરાજ, આલ્બેસ્ટ્રોસ બતક અને શ્વેત હંસ. અડધાપડધા શ્વેત રંગે રંગાયેલામાં પાતળી દેહયષ્ટિ ધરાવતા

*રંગીન ફોટોગ્રાફ જુઓ બીજા અને ત્રીજા મુખપૃષ્ઠ ઉપર, સૌજન્યઃ અશોક મશરૂ

સુરખાબને કેમ ભૂલી શકાય. રંગ બધાનો સફેદ, છતાં દરેકની સફેદાઈ અને ચમક જુદી. બગલાને આપણે સફેદ કે ધોળો કહીએ તો ચાલે પણ હંસને તો શ્વેત કે ધવલ જ કહેવો પડે, એનું કારણ તેનું નમનીય રૂપ અને તેની શાલીન ગરિમા. બગલાની વાત પરથી એક જાપાની હાઈકુ યાદ આવી ગયું. હિમવર્ષા થઈ રહી છે એ સફેદ હિમમાં સફેદ બગલા એવા તો ભળી ગયા છે કે દેખાતા જ નથી, ત્યાં તો સ્વભાવવશ જ બગલા બોલ્યા ને પારધીને હાથ વીંધાયા. શ્વેતરંગી પક્ષીઓમાં લાંબા પીંછાવાળા દૂધરાજને કેમ ભુલાય!

દયારામની ગોપી ભલે કહે 'શ્યામ રંગ સમીપે ન જાવું મારે આજ થકી, શ્યામ રંગ સમીપે ન જાવું', પણ આપણે તો શ્યામ રંગ પાસે જઈશું. પક્ષીઓને રંગવામાં કુદરતે શ્યામ-કાળા રંગને પણ બાકાત નથી રાખ્યો. પક્ષીઓમાં કાળો રંગ યાદ કરીએ તો સહુથી પહેલો યાદ આવે કાગડો. કોઈના આગમનનું પ્રતીક, શ્રાદ્ધનું ફળ પૂર્વજો સુધી પહોંચાડતો ભોળાભાવે કોયલના ઈંડાં સેવતો કાગડો. એનું રૂપ એવું કઢંગું કે છત્રીના સળિયા કાળા કપડાનો સાથ છોડી દે ત્યારે આપણે કહીએ 'છત્રી કાગડો થઈ ગઈ.' આ કાગડો તે સાદો કાગડો. એનો કાંઠલાના ભાગે થોડો રાખોડી હોય, પણ જંગલ કાગડો - અંગ્રેજીમાં જેને Raven કહેવાય તે તો આખો કાળા રંગમાં બોળેલો અને આપણા કાગડા કરતાં મોટો. આલ્ફ્રેડ હિચકોકની 'The Birds' ફિલ્મમાં આ કાગડાઓનાં ટોળાંએ જ ભયનું લખલખું પસાર થઈ જાય તેવો ક્રૂર આતંક


લીલો પોપટ



શ્વેત પેલિકન

ફેલાવેલો, પણ કાળાં પક્ષીઓમાં સહુથી ગમતું કોઈ હોય તો તે કાળિયોકોશી. નામ ભલે હોય કાળિયોકોશી, પણ તેના રંગને શ્યામ કહેવાનું મન થાય તેવો આછો ચળકાટવાળો. સહુથી વધારે તો ગમે તેના આકારને નાવીન્ય આપતી બે પાંખિયાવાળી પૂંછડી. કાળા દૈયડને બે સફેદ લસરકાથી જુદું રૂપ મળ્યું. દેવચકલીનો નર કાળો ખરો, પણ ઝાંખો.

સફેદ અને કાળા રંગના મિશ્રણથી બનતો રાખોડી રંગ પણ અછૂતો ન રહ્યો. કેટકેટલાં પક્ષીઓને કુદરતે રાખોડી રંગથી રંગ્યાં. યાદ આવે મોટો લટોરો કબૂતર કાંઠલાવાળો હોલો, દિવાળીઘોડો અને બીજા કેટલાંક, પણ રાખોડી રંગનું કોઈ પક્ષી સહુથી વધુ ગમતું પંખી તો વાલી, મારી કુંજડી. ખેતરમાં ચરતી હોય ત્યારે ચૂપ, પણ ઊડે ત્યારે તો કુંજ પંક્તિ કેકાંર કરતી જ ઊડે. પાતળી સપ્રમાણ દેહયષ્ટિ, શ્યામ ડોક અને લાલ આંખ પાસેથી ફૂટતો ડોક સુધી લંબાતો રાખોડી સુંવાળો પિચ્છગુચ્છ કુંજડીને વધુ મનોહર બનાવે, તો અંદરના શ્યામ પીંછાઓનો પુચ્છગુચ્છ તેની નમણીયતામાં ઓર વધારો કરે.

રંગ શબ્દનું નામ પડે ને પહેલો યાદ આવે લાલ રંગ. આપણે ત્યાં આખાં લાલ પંખી ઓછાં. કહો કે નહિવત્. આપણાં પંખીઓમાં કુદરતે લાલ રંગ વેર્યો જરૂર, પણ શરીરના અમુક ભાગ પૂરતો. બુલબુલની આંખ પાસે અને થોડો પૃષ્ઠ ભાગે, કબૂતરને ચણોઠી જેવી લાલ આંખ, પોપટને લાલ ચાંચ, લક્કડખોદના માથા પર એક લાલ લસરકો, રાખોડી સારસની ડોકનો ઉપરનો ભાગ અને લાલ-ગુલાબની હોળી રમી આવ્યાં હોય તેવા ફ્લેમિંગોમાં લાલ-ગુલાબી રંગ દેખાય, પણ આખેઆખા રક્તરંગી પક્ષીનો આપણે ત્યાં દુકાળ. અન્ય પ્રદેશ-દેશમાં લાલ કાંકણસાર, મોટા લાલ પોપટ કે કાર્ડિનલ જેવાં પક્ષીઓ ખરાં. પૂરેપૂરાં રક્તરંગી પક્ષીને જોવાના મારા ઓરતા છેક ૨૦૧૮ની મારી અમેરિકાની યાત્રા દરમિયાન પૂરા થયા. ઓસ્ટિન-ટેક્સાસમાં



સફેદ પેલિકન

દીકરા કાર્તિકના ઘરના વિશાળ બૅકયાર્ડમાં ક્યારેક-ક્યારેક નાનું શું કાર્ડિનલ આવે ત્યારે એ ચંચળ-ચહકતું કાર્ડિનલ આખા બગીચાનું કેન્દ્ર બની જાય. એ જ્યાં-જ્યાં ઊડીને બેસે ત્યાં-ત્યાં એ કેન્દ્ર ખસતું જાય.

ઘેરા ભૂરા ચળકતા નીલ આસમાની રંગોમાં પહેલો યાદ આવે કલકલિયો અને તે પછી ચાષ. નાનો અને મોટો બંને કલકલિયાની પાંખો નીલી ડોકનો નીચેનો ભાગ બદામી કે આછો સફેદ, પણ ઊડે ત્યારે જાણે આસમાની નીલ રંગનો લિસોટો દોરતું જાય. ચાષ જ્યારે કોઈ તાર પર કે ડાળ પર બેઠેલું હોય ત્યારે તેનું આછું બદામી પેટ દેખાય, પણ પાંખોનો નીલરંગ સંતાયેલો રહે, જ્યારે ઊડે ત્યારે ઘેરા નીલા આસમાની રંગનો ફુવારો ઉડાડતું જાય. આ પક્ષીનાં માનપાન કાંઈ ઓછાં નથી. આંધ્ર, તેલંગાણા, કર્ણાટક, ઓરિસ્સા સરકારે તેને રાજ્યપક્ષી તરીકે નવાજ્યું છે. આપણાં બીજાં કેટલાંક પક્ષીઓને ક્યાંક-ક્યાંક નીલો આસમાની રંગ આપ્યો ખરો, પણ મનભરીને લૂંટાવી ન દીધો. પૂરા નીલરંગી પંખીને જોવાનું સૌભાગ્ય મળ્યું બાપુની કથા નિમિત્તે કેનિયા જવાનું થયું ત્યારે. ત્યાંના નૈવાસા વિસ્તારમાં. નામ ‘સુપર્બ સ્ટર્લિંગ.’ કદ કાબર જેવડું. બદામી-નારંગી પેટ સિવાય આખું શરીર ભૂરું ચળકતું. એનો એ ધાત્વિક ચળકાટ મન મોહી લે. આપણે ત્યાં નર સક્કરખોરને એવો ઘેરો ચળકતો રંગ મળ્યો છે. આપણા માટે વિરલ એવું આ પક્ષી ત્યાં સાવ કૉમન, ગમે ત્યાં મળી આવે. એ પક્ષીને હું તો નીલ મેના જ કહેતો. એ ઊડે ત્યારે જાણે કોઈ મોટા નીલમણિને પાંખો ફૂટી હોય તેવું લાગે. પક્ષીઓના નીલ રંગમાં મોર જરૂર યાદ આવે, પણ તેની વિગતે વાત.

આપણાં પંખીઓને લીલા રંગે ચીતરવા કુદરતે બહુ કંજૂસાઈ નથી કરી. એ રંગનો સુહુથી વધુ લાભ મળ્યો હોય તો તે પોપટને. આખો પોપટી તો કોઈને શ્યામ કંઠહાર સમો કાળો કાંઠલો અને

કોમ્બિનેશન તો જુઓ પોપટને ચાંચ આપી તે વાંકડી લાલ - જાણે કે મંદારપુષ્પની કળી. ઊડે ત્યારે આખી ટોળી 'શુક ઊડી ગાતાં મીઠાં ગીતડાં' - ગાતી ગાતી જ ઊડે અને કોઈએ પીંજરામાં પૂરી દીધો હોય તોય બે સળિયા વચ્ચેના મુક્ત અવકાશને જોતો-જોતો તે તો ગાવાનો જ. બીજા યાદ આવે તે પતરંગા. પાતળી કમનીય સ્ફૂર્તિલી નાજુક કાયાનો રંગ પોપટી અને પૂંછડીએ એક વાયર જેવું લાંબું પીંછુ મળ્યું તે લટકામાં. સાંજના સમયે તાર પર જોડાજોડ બેઠાં હોય તો તાર નહીં, પણ તોરણ જેવું જ લાગે. આપણને જોવા મળતો કંસારો- બાર્બેટનો રંગ પણ લીલો, પણ માથે લાલ રંગનાં પીંછાં, આંખ પાસે બે પીળા પટ્ટા અને પીળી ડોક વચ્ચે લાલ રંગનું એક ટપકું. બપોરના તાપમાં બધાં પક્ષીઓ ચૂપ હોય ત્યારે આ કંસારો જ ટુક... ટુક... ટુક... અવાજ કરી બપોરના પતરાને ટીપતો હોય. લીલા રંગની વાત નીકળી તો ગીરના જંગલના હનુમાનગાળા વિસ્તારમાં એક શિવાલયના પ્રાંગણમાં વડ પર બેઠેલાં હરિયલ પણ યાદ આવ્યાં. આછા પોપટી રંગના કબૂતરના આ કુટુંબીજનને પહેલીવાર જોવાનું આશ્ચર્ય હતું. તેને જોયા પછી એમ થયું કે આ હરિયલ કોઈ ધૂળની ડમરીમાંથી રજોટાઈને આવ્યું હોય તેવો તેનો ધૂળિયો લીલો રંગ લાગે. થયું કુદરતે તેને ઊઘડતો લીલો રંગ આપ્યો હોત તો?

પીળાં પક્ષીઓમાં તરત યાદ આવે આપણું પીળક - ગોલ્ડન ઓરિયલ. ખરેખર આટલું પીળું રેશમી ચળકાટ ધરાવતું અને મધમીઠા ટહુકાઓ રેલાવતું બીજું કોઈ પક્ષી આપણી પાસે નથી. એમાંય પીળી કાયા સાથે કાળા પટ્ટાનું કોમ્બિનેશન અદ્‌ભુત. બીજું યાદ આવે તે દિવાળી પછી આપણો મહેમાન બની આવતો નાજુક દિવાળીઘોડો. કાબરને પીળો રંગ આપ્યો, પણ ચાંચમાં અને લટકામાં આંખ પાસે એક પીળી લકીર તાણી આપી. એમ તો સંવનનકાળે ભૂખરી લાગતી સુગરીઓને પીળો રંગ ફૂટે ખરો, પણ જમાવટ કરે તેવો નહીં.

આ બ્રાહ્મણી બતક તે વળી ક્યાંથી વૈરાગી થઈને આવી કે તેણે તો જાણે ભગવો ઓઢી લીધો. બતકોમાં મેન્ડરીન બતકને તો કેવા-કેવા કેટકેટલા રંગોથી ચીતરી! થાય કે આવા કોમ્બિનેશનનો વિચાર તો કુદરતને જ આવે. આ મેન્ડરીનની એક ખાસિયત કે આપણી સારસબેલડીની જેમ જોડી બનાવીને રહે. એકવાર કોઈ સરોવરમાં સાવ એકલી જ તરતી એક મેન્ડરીન બતકને જોઈ હાઈકુ કવિને ચિંતા થઈ.

પહેલો શિયાળુ વરસાદ
મેન્ડરીન બતક
કેમ તરે છે એકલી? - ચીયોની

ખંડિત થયેલી જોડીનું કવિને દુઃખ છે અને સામે ઇંગિત છે એકલા જ વિતાવવાનો છે તે કારમા શિયાળાનું. આછા બદામી કેસરી હુદહુદને શ્વેત-

શ્યામ પટ્ટાઓ સાથે કેસરી બદામી તાજ આપ્યો. ક્યારેક મોજમાં હોય ત્યારે એ તાજ જાપાની પંખાની જેમ ખૂલે અને થાય કે ખરો રાજવી!

આપણે ત્યાં પણ એક પક્ષી એવું છે કે જેમાં અનેક રંગો મળી આવે તે છે કૂકડો. એ સાવ સફેદ, કાળો કે બદામી હોય અને પચરંગી પણ હોય. મારી કિશોરાવસ્થા કૂકડાઓની સોબતમાં વીતી. સદર બજારના અમારા ઘર સામે જ સાત-આઠ લાઇનબંધ મુસલમાનોનાં ઘર. સવાર કૂકડે...કૂક કૂકડે...કૂકથી પડતી. તેની દમામદાર ચાલ, માથા પર લાલ કલગીનો તાજ, સત્તાની ઘોષણા કરતો તેનો મર્દાના અવાજ અને મોટાં-મોટાં રંગ લસરકા જેવા તેની પૂંછડીના વળાંકદાર પીંછાં. એમાંય અનેકરંગી કૂકડો વધુ મોહક લાગે. તેના ખૂલતા-ઊઘડતા રંગ હેન્રી માતિસ જેવા અને રંગબેરંગી લસરકાઓ કોઈ ઇમ્પ્રેસનિસ્ટ કલાકાર જેવા. આવું આ સુંદર રંગીન પક્ષી પણ અંતે તો આપણી ઉપેક્ષાને પામ્યું.

કોઈ કુશળ સોની નિરાંતજીવે રંગબેરંગી મીનીકામ કરે કે પહાડી લઘુચિત્રોને કોઈ કલાકાર ધીરજપૂર્વક નાનકડા ચિત્રમાં ઝીણામાં ઝીણી વિગતને ધ્યાનમાં રાખી રંગો પૂરે તેમ કુદરતે આપણા મોરને નિરાંતે ચીતર્યો. પાતળી નમનીય ઘેરી નીલી ચળકતી ડોક નીચે અને ઉપર નાનાં નાનાં લીલાં પીંછાઓ, આંખ પાસે તાણેલી સફેદ પીર, નીલું માથું તેના પર વળી નાનાં નાનાં પીંછાંની નીલ કલગી, સુંદર કાબરચીતરી ડિઝાઇન ધરાવતી પાંખ અને તેના કલાપનાં લાંબાં પીંછાંની કારીગરી અને કલર કોમ્બિનેશન અદ્ભુત. દરેક પીંછાની વચ્ચે ઘેરી નીલી આંખ, તેને ફરતું આસામાની વર્તુળ. તે પછી ચળકતા કથ્થાઈ રંગનું વર્તુળ, તે પછી ચળકતી પોપટી કિનાર અને તે પછી ઘેરો લીલો કે કથ્થાઈ રંગ. દરેક પીંછાને રંગ તો ખરો, ઉપરથી આછી ચળકાટવાળી ઝાંય પણ ખરી. પૂરેપૂરો કલાપ ખોલે ત્યારે મોર તો નાચે જ પણ સાથે સાથે સહસ્ર નીલ આંખો પણ નાચે. ચણતી, ચાલતી, ઊડતી, ગાતી, નાચતી વખતે તેની નીલગ્રીવાના અદ્ભુત નમનીય વળાંકો અને તેની ગહેક તો સીધી આકાશે ચડે. તેનો રંગ? યાદ આવે પેલું ગીત 'કિયા દોરાથી ગ્હેંક મારે ભરવી કે મોરલો અધૂરો રહ્યો.' આપણે એટલા નસીબદાર કે આવું સુંદર મોટું પક્ષી આપણને મળ્યું અને મજાની વાત તો એ કે તેને જોવા કોઈ જંગલ કે બર્ડ સેંક્ચ્યુરી – પક્ષી અભયારણ્યમાં જવાની જરૂર નહીં. એ તો આસપાસના વગડામાં વાડી-ખેતરમાં પણ મળી આવે. વિશ્વમાં આવું મનોહર પક્ષી છે ક્યાંય બીજે? ક્યાંય નથી. આપણાં નસીબ કે આપણને મોર મળ્યો કે જેનું પીંછું માથે ધરી કૃષ્ણ પણ ધન્ય થઈ ગયા.





# સ્લેટપેન

## ☐ મોના જોશી

**"બા..."** નેહાએ રસોડામાંથી બૂમ પાડી. જડાઉબા એમ જ આંખો બંધ કરીને માળા ફેરવતાં બેસી રહ્યાં. નેહાએ રસોડાના દરવાજા આગળ આવીને ફરી જોરથી બૂમ પાડી, "મોટાં બા..." મનીષ કંટાળાભર્યો ચહેરો છાપાની બહાર કાઢતાં બોલ્યો, "નેહા બૂમો ના પાડ. અહીં આવીને જે કહેવું હોય એ કહે. આમ ને આમ તો તારી બૂમો સાંભળીને હું બહેરો થઈ જઈશ."

નેહા બોલી, "તે મને શોખ થાય છે, સવાર-સવારમાં બૂમો પાડવાનો? મારું ગળુંય દુ:ખે છે. તમે બાજુમાં બેઠા છો તો તમે જ કહી દો, ચા થઈ ગઈ છે. પીવા આવી જાય." મનીષે ઊભા થઈને જડાઉબાની બાજુમાં મૂકેલી સ્લેટપેન ઉઠાવી એમાં લખ્યું, "ચા થઈ ગઈ છે, ચાલો." અને બાને ખભેથી ઢંઢોળીને

વંચાવ્યું. જડાઉબા માળા ગળામાં પહેરીને સોફા ઉપરથી ઊભાં થયાં.

જડાઉબા મનીષનાં દાદી થાય. મનીષનાં લગ્નને દસેક વર્ષ થયાં હશે અને તેની મમ્મી કૅન્સરમાં મૃત્યુ પામી. એ પછી મનીષના પપ્પા ત્રણ-ચાર વર્ષ જીવ્યા. મનીષને કુટુંબમાં જે ગણો તે આ જડાઉબા જ રહ્યાં હતાં. જડાઉબાને નેવું ઉપર થયાં હશે. હાથપગ તેમના હજી સધ્ધર હતા. બસ, એક કાને રજા લીધી હતી. વર્ષોથી ગામમાં જ રહ્યાં હતાં. ઘરમાં કોઈ વાતચીત કરનાર નહીં, એટલે ધીરે-ધીરે જડાઉબાનું બોલવાનું અને સાંભળવાનું ઓછું થતું ગયું.

મનીષ વરસમાં એકાદ વાર દાદીની ખબર કાઢવા ગામડે જતો. છેલ્લી વાર ગયો ત્યારે ગામના લોકોએ જણાવ્યું કે ગામડાનું વર્ષો જૂનું ઘર ગમે ત્યારે પડીને પાધર થાય એમ છે. એને રિપૅર કરાવો અથવા જડાઉબાને તમારી જોડે લઈ જાઓ. મનીષે વિચાર્યું કે જડાઉબાના ગયા પછી કોઈ ગામડે પાછું આવવાનું નથી, એટલે જૂનાપુરાણા ઘરમાં પૈસા નાખવા કરતાં દાદીને શહેરમાં લઈ જવાં વધારે યોગ્ય છે, એથી મનીષ તેમને ઘરે લઈ આવ્યો.

જડાઉબા ખૂબ શાંત સ્વભાવનાં હતાં. તેમની કોઈ માગણી નહીં, કોઈ ફરિયાદ નહીં. નેહા બે ટાઇમ જે જમવાનું આપે એ ખુશી-ખુશી ખાઈ લે. નેહાને શાક સમારી આપે, કપડાં ઘડી કરી દે, અનાજ વીણી આપે, લસણ ફોલી દે. આવાં નાનાં-નાનાં કામમાં મદદ કરતાં રહે. નેહા પણ જડાઉબાને પ્રેમથી સાચવે. બસ, એક જ મુસીબત હતી. જડાઉબા ઓછું સાંભળે એટલે તેમને કંઈ કહેવું હોય તો ઘાંટા પાડીને વાત કરવી પડે. મનીષે એનો પણ ઉપાય શોધી કાઢ્યો. બજારમાંથી સ્લેટપેન લઈ આવ્યો. હવે જડાઉબાને કંઈ પણ કહેવું હોય તો સ્લેટમાં લખીને વંચાવી દેવાનું. મનીષના છોકરાઓને તો જાણે એક નવી રમત મળી. તેમણે સ્લેટમાં લખી-લખીને જડાઉબાને ઇંગ્લિશ ભણાવવાનું ચાલુ કર્યું. જડાઉબા પણ બોખા મોઢે હસતાં-હસતાં તેમની આ રમતમાં સાથ આપતાં.

જડાઉબા ચા-નાસ્તો કરીને ઊઠ્યાં એટલે નેહા ફટાફટ ઘરનાં કામ આટોપવા લાગી. સવારે જ ભાઈનો ફોન આવ્યો હતો, “પપ્પાને માઇલ્ડ હાર્ટઍટેક આવ્યો હતો. બે દિવસ આઇસીયુમાં રાખ્યા હતા. હવે સારું છે. તું નાહક ચિંતા કરે એટલે તને જણાવ્યું નહોતું. દોડાદોડ ના કરતી.”

ભાઈએ તો કીધું કે દોડાદોડ ના કરતી, પણ નેહાનો જીવ ઝાલ્યો ના રહ્યો. તેણે નક્કી કર્યું કે બપોરની બસમાં નીકળીને ખબર કાઢીને કાલે સાંજ સુધીમાં પાછાં આવી જવું. આમ તો પિયર નજીક હતું. જો મનીષ કાર લઈને આવે તો તો રાત્રે જ ખબર કાઢીને

પાછાં આવી જવાય, પણ મનીષને તો ઘણાં વર્ષો થયાં, સાસરીમાં જવાનું જ બંધ કરી દીધું હતું.

નેહાને જૂની વાતો યાદ આવી ગઈ. આંખો છલકાઈ ઊઠી. નેહાનાં સાસુ થોડાં કડક સ્વભાવનાં હતાં. તેમની મરજી વિરુદ્ધ ક્યારેય કંઈ ન થઈ શકે. લગ્નનાં શરૂઆતનાં વર્ષોમાં નેહાએ ઘણો સંઘર્ષ કર્યો હતો. એ વખતે મનીષે પણ તેનો સાથ નહોતો આપ્યો. એના લીધે તે બંને વચ્ચે ઘણી ચડભડ થતી રહેતી. નેહા હંમેશાં ચિંતામાં રહેવા લાગી હતી. આનું પરિણામ એ આવ્યું કે નેહાને મિસકૅરેજ થઈ ગયું. નેહા ડિપ્રેશનમાં ચાલી ગઈ. દીકરીની આ હાલત જોઈને નેહાના પપ્પાએ એક વખત આવેશમાં મનીષને કહી દીધું, “તમારે ત્યાં દીકરી આપીને મોટી ભૂલ કરી છે.” બસ, આ વાક્ય મનીષે દિલ ઉપર લઈ લીધું. ત્યારથી તેણે સાસરીમાં જવાનું બંધ કરી દીધું અને નેહાએ તેને આગ્રહ કરવાનું છોડી દીધું, પરંતુ આજની વાત જુદી હતી. પપ્પાને હાર્ટઍટેક આવ્યો હતો. જો આજે મનીષ પપ્પાની ખબર કાઢવા આવે તો પપ્પાને ઘણું સારું લાગે.

નેહાએ ડરતાં-ડરતાં વાત કાઢી, "મનીષ, પપ્પાને ઍટેક આવ્યો છે. તેમને ઍડ્મિટ કર્યા છે. હું ખબર કાઢવા જવાનું વિચારું છું. તું પણ સાથે આવીશ તો પપ્પાને સારું લાગશે." મનીષ નિર્લેપ ચહેરે બોલ્યો, "જો, આપણે પહેલાં આ બાબતની ચર્ચા કરી ચૂક્યાં છીએ. ફરી આ વાત ના કરીશ. જ્યાં મારું માન ન જળવાય ત્યાં હું ક્યારેય પગ ના મૂકું." નેહા લાગણીભર્યા અવાજે બોલી, "મનીષ જૂની વાતો ભૂલી જા. અત્યારે તેમને આપણી જરૂર છે અને હું ત્યાં રોકાવાનું ક્યાં કહું છું, આપણે ખબર કાઢીને તરત પાછાં વળીશું."

મનીષ ગુસ્સા ઉપર કાબૂ કરતાં બોલ્યો, "જો નેહા! હું તને જવા દઉં છું એ ઓછું છે? બાકી જ્યાં પતિનું માન ના હોય ત્યાં પત્નીએ પણ પગ ન મૂકવો જોઈએ, સમજી?" આમ કહીને મનીષ રૂમમાંથી બહાર નીકળી ગયો. મન બીજે વાળવા મનીષ ટીવી ચાલુ કરવા ગયો, ત્યાં જડાઉબા બોલ્યાં, "ભઈ, આ રામાયણનાં બે પત્તાં વાંચી આપ ને. મારે નવ દા'ડામાં પૂરું કરવાનું છે, અક્ષર એટલા ઝીણા છે કે મારાથી ઝટ લઈને વંચાતુંય નથી."

મનીષે ટીવીનું રિમોટ એક તરફ મૂકીને રામાયણ હાથમાં લીધી અને મોટેથી વાંચવા લાગ્યો, “રામ ચૌદ વર્ષનો વનવાસ પૂર્ણ કરી સીતામાતા, લક્ષ્મણ અને હનુમાન સાથે પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા પાછાં ફરી રહ્યાં હતાં. અયોધ્યામાં પગ મૂકતાંની સાથે રામભગવાને સૌપ્રથમ કૈકેયી માતાનાં દર્શન કરવાની ઇચ્છા દર્શાવી. સૌ આશ્ચર્યચકિત થઈ ગયાં, જેના કારણે રામભગવાનને રાજગાદીના બદલે

ચૌદ વર્ષનો વનવાસ ભોગવવો પડ્યો, જેના કારણે સીતામાતાને આટલાં કષ્ટ ભોગવવાં પડ્યાં, રાવણ સાથે યુદ્ધ કરવું પડ્યું. આજે પ્રભુ પ્રથમ તેમનાં દર્શન કરવા ઇચ્છે છે!

જડાઉબા બે હાથ જોડી આકાશ તરફ જોઈને ભક્તિભાવપૂર્વક બોલ્યાં, "મારો વહાલો તો બહુ દયાળુ છે, દરિયાદિલ છે." મનીષના હોઠ વંકાયા. જડાઉબા બોલ્યાં, "ભઈ, તમારી પેઢીને આ વાતો નહીં સમજાય. જે બાપ કાલ ઊઠીને બધી મિલકત તમારે નામે કરવાનો હોય, તે જ બાપ સવારે ઊઠીને એમ કહે કે મારા ઘરમાંથી નીકળી જા. આ ઘર હવે તારા નામે નથી, પણ તારી માના નામે કરવાનું છે, તો તું ફરી તે મા કે બાપનું મોઢું જોવા રાજી થાય? એવી દરિયાદિલી એક મારો વહાલો દાખવી શકે અને બીજાં અમે બૈરાંઓ."

મનીષ ખડખડાટ હસી પડ્યો, "આ તમે નવું લાવ્યાં બા. તમારા 'વહાલા' સુધી તો ઠીક છે, પણ આમાં તમે બૈરાંઓ દરિયાદિલ ક્યાંથી થઈ ગયાં?" જડાઉબા મનીષનું હસવાનું કાને ધર્યા વગર બોલ્યાં, "જો રામને વનવાસ મળ્યો ત્યારે સીતાજી તેમની ભેળાં ગયાં હતાં, પણ સીતાને જ્યારે દેશનિકાલ મળ્યો તે રામજી ભેળા ગયા'તા? ના. તો સીતાજીએ કદી રામજીની ફરિયાદ કરી હોય એવું સાંભળ્યું છે? ના. પાંડવો જુગટું હાર્યા ત્યારે દ્રૌપદી તેમની હારે બાર વરસ વનમાં ભટકી. કેમ, પિયર જતી ના રહી?" પછી થોડું અટકીને મનીષની આંખોમાં આંખો પરોવીને બોલ્યાં, "આઘે ક્યાં જવું? તારી જ વાત કર ને. તારી માના આકરા સ્વભાવને લીધે હું આખી જિંદગી ગામડે એકલી રહી. તે જ માની તારી વહુએ દસ વરસ સેવા કરી. તેના કેટલાય કડવા બોલ ભૂલીને તેના ભેળી રહી. રહી કે નહીં? બોલ!" મનીષે માથું હલાવ્યું. જડાઉબાએ આગળ ચલાવ્યું, "હવે તારી માનું બોલેલું કોઈ એક વાક્ય પણ તેણે પકડી રાખ્યું હોત તો તે ક્યારની તને છોડીને જતી રહી હોત. એના બદલે બધું ભૂલીને તે તારું ઘર સંભાળી રહી છે. રહી છે કે નહીં?" મનીષે 'હા'માં ડોક હલાવી.

જડાઉબાની વાત સાંભળીને તેના અંતરમાં ક્યાંક ધીરે-ધીરે અજવાળું ફેલાઈ રહ્યું હતું. તેણે જડાઉબાની આંખમાં જોયું. જડાઉબા વેધક નજરથી મનીષની સામે જોતાં બોલ્યાં, "એ તારી માની બધી વાતો ભૂલીને તારી હારે રહી શકે અને તું તેના બાપનું બોલેલું એક વાક્ય પકડી રાખીને જિંદગી આખી તેના ઘરે ના જાય. બરાબર? તો આમાં દરિયાદિલ કોણ થયું? તું કે નેહા?"

મનીષ આ સીધા પ્રહારથી ડઘાઈ ગયો. તેને પોતાની ભૂલ સમજાઈ ગઈ, પણ બેડરૂમમાં આટલા ધીમા અવાજે થયેલી વાતચીત જડાઉબાના બહેરા

કાને કેવી રીતે પડી? એનું તેને અપાર આશ્ચર્ય થયું. હવે જડાઉબાની નજરની સાથે સાથે અવાજ પણ વેધક થયો, "તારી દીકરીને તેની સાસરીમાં દુ:ખ પડતું હોય તો બાપ તરીકે તું તારા જમાઈને બે બોલ કહે કે નઈ? તો નેહાના બાપને એક વડીલ તરીકે તને બે બોલ કહેવાનો હક ખરો કે નઈ?" જડાઉબાને ઊંચા અવાજે વાત કરતાં સાંભળીને નેહા બેડરૂમના દરવાજા આગળ આવી. જડાઉબાને પોતાનો પક્ષ લઈને મનીષને ધમકાવતાં જોઈને નેહાને સાનંદ આશ્ચર્ય થયું.

મનીષની અને નેહાની નજર મળી. મનીષની આંખોમાં પશ્ચાત્તાપ હતો. નેહાને જોઈને મનીષ પ્રેમભીના અવાજે બોલ્યો, "ઊભી રે નેહા, હું પણ પપ્પાની ખબર કાઢવા આવું છું." અને તે ઊઠીને અંદર તૈયાર થવા જતો રહ્યો. નેહાની આંખો ભીની થઈ ગઈ. જડાઉબાના પગ આગળ બેસતાં ગળગળા સાદે તે બોલી, "થૅન્ક યુ, બા." જડાઉબાએ વહાલથી નેહાના માથે હાથ ફેરવ્યો. નેહા થોડી સ્વસ્થતા સાથે બોલી, "માઠું ન લગાડતાં બા, પણ તમે કેવી રીતે જાણ્યું કે તે મારી સાથે આવવા તૈયાર નથી? તમે તો.... ઓછું... સાંભળો છો ને?" જડાઉબા બોખું મોઢું મલકાવી બોલ્યાં, "પહેલા હું પૂછું એનો જવાબ આપ. તારી કામવાળી આંગણું વાળતી હોય ત્યારે તું ઘરનાં બારણાં કેમ બંધ કરી દે છે?" નેહાને જડાઉબાનો પ્રશ્ન કંઈ સમજાયો નહીં. છતાં તે જવાબ આપતાં બોલી, "બહારનો કચરો ઘરમાં ના આવે એટલે."

"બસ! એવી રીતે હું પણ મારા કાનના દરવાજા બંધ રાખું છું, જેથી બહારનો કચરો મારા 'ભીતરના ઓરડામાં' ઠલવાય નહીં. વર્ષો પહેલાં નિયમ લીધો હતો કે કામ પૂરતું જ કાને ધરવું. બાકી કાનના પડદા બંધ જ રાખવા. મનને બહુ શાંતિ મળે છે." પછી થોડું અટકીને જડાઉબા આગળ બોલ્યાં, "આપણું મન આ સ્લેટપેન જેવું હોવું જોઈએ. બીજું કંઈ પણ લખવા માટે આગળનું લખેલું ભૂંસવું જ પડે, જ્યારે આપણે મનને નોટ જેવું બનાવી દીધું છે. જૂનું ભૂલવાને બદલે એને એટલું ભાર દઈને ઘૂંટીએ છીએ કે ભવિષ્યનાં પાનાં ઉપર પણ એની છાપ પડી જાય છે."

ચાર ચોપડી ભણેલાં જડાઉબાની સમજણ ભરેલી વાતો નેહા અહોભાવપૂર્વક સાંભળી રહી. જડાઉબા તેમના અસલ સ્વરૂપમાં આવતાં બોલ્યાં, "હવે તૈયાર થાઓ અને ઘરની અને છોકરાઓની ચિંતા ના કરતાં." જડાઉબા આંખો બંધ કરી હાથમાં માળા લઈને બેસી ગયાં. નેહા જડાઉબાને પગે લાગીને ઊભી થઈ. બાની બાજુમાં પડેલી સ્લેટ ઉઠાવી તેણે લાગણીપૂર્વક લખ્યું : લવ યુ બા.






# ।। प्रभाते કર दर्शनम् ।।


☐ મહેન્દ્રસિંહ પરમાર


**સ**વારમાં... સવાર-સવારમાં મંદિરે આવી જવાની જૂની મજા ઘણા સમયે મળી છે. આ મંદિર એ કયું મંદિર એ કેટલી બધી વાર કહી ચૂક્યો છું. 'આવડા મંદિરીયે હું તો એકલો રે લોલ!' એવું કદી ગાવું નથી પડ્યું.

फुल्ल कुसुमित द्रूमदल શોભી રહ્યાં છે. શિયાળાની સવાર हस्तद्वयથી હળવે-હળવે બધું ઉઘાડી રહી છે. મૃદુ તડકાથી આલોકિત પરિસર તેતરની, બુલબુલની, કબૂતરોની પાંખોનાં આછાં ફરકાટથી ફરફરી રહ્યું છે. પાળા ઉપરથી હળવેક રહીને સરકી રહેલાં કચ્છપ યુગલની પીઠ ઉપર તડકો સરી-સરીને પાણીમાં ડૂબકી લગાવી રહ્યો છે. એ તડકાને લઈને બન્ને કાચબા અંદર ઊતરી ગયા છે. તડકાનું અજવાળું એને ફંફોસી રહ્યું છે, ત્યાં ઊંચેથી આવીને કબૂતર થાંભલે બેઠું છે. એની પાસે આકાશનો સંદેશો છે. ટિટોડીઓ લાં... બે સાદે આલબેલ પોકારી રહી છે. આલ ઈજ વેલ. પાણીમાં થરક્યા કરતો પવન કોઈ અગોચર લિપિને ઉકેલી રહ્યો છે. ગારની ઓકળી જેવી જળની ઓકળી પર હાથ ફેરવવા મન ઊંચું-નીચું થઈ રહ્યું છે. સામા કાંઠાના થાંભલા પાણીમાં પ્રતિબિંબ પાડતા હતા. હવે તડકાએ એને ગાયબ કરી દીધા છે. કાચબાને શોધવા એ પણ પાણીમાં જતા રહ્યા લાગે છે. કબૂતર આ થાંભલે ચોકીદારની જેમ બેઠું છે. પેલા બન્ને મળે તો મને જાણ કરવાની છે.

એક નીલગાય લંગડાતી આવતી, એનો એક પગ કોઈ વાડીના શેઢે ખાસ એના 'સ્વાગત' માટે જ મુકાયેલા મશીનમાં આવી ગયો છે એટલે લંગડાય છે. આ સમયે અચૂક હોય, બાવળની વાડ નીચે. એ પદભ્રષ્ટ થઈ લાગે છે. મંદિરની પરસાળમાં બીજું એક કબૂતર ડોકી હલાવતું, મારી સા...વ નજીકથી ચાલ્યું જાય છે. એની ભૂરી, નીલી ડોક પરની ઓકળી પેલી પાણીની ઓકળીની હરીફાઈ કરે છે. ઓહો...લો; એક યુગલ આવ્યું છે, કબૂતર-યુગલ. મંદિરના અર્ધચંદ્રાકાર પાળા પર, મારી સામે જ એમની પ્રેમલીલા ચાલે છે. 'ચંચું ચંચું મહી લઈ અને' પાંખમાં પાંખ પરોવે છે. ચુંબનલીલા ચાલે છે. અરે! ઓ, નિર્લજ્જ યુગલ! લો, પેલી સાંભળી ગઈ. એટલે મને ન દેખાય એવી જગ્યાએ જતી રહી. પેલો પણ પાછળ પાછળ! એણે ગળું ફુલાવીને ફેલાવેલો પ્રેમ-સંદેશ હવે બસ ખાલી સંભળાય છે. શુષ્કતા વિદારતું એ કબૂતરનું પ્રેમગીત મૉર્નિંગ મંત્ર બની ગયું છે.

કાંઠે એક લાકડાના ઠોંગા ઉપર કોર્મોરંટ ઉદ્‌ગ્રીવ થઈને પાણી સાથે કંઈ વાતે વળગ્યું છે. રીફ હેરન, એની મોટી પાંખો વીંઝતું પાણી ઉપરથી ઊડતું ગયું એને પાણીએ થોડી વાર ઝીલી લીધું. ડૂબકી બતકો દેખાતી નથી, પણ તેમણે વારંવાર ગાયેલું ગીત ચોતરફ પડઘાયા કરે છે. પેલો ફિશર કિંગ કોણ જાણે કઈ ઉદાસી લઈને સ્થિરચિત્ત સમાધિમાં સરી પડ્યો છે! અત્યારમાં એને બ્રેકફાસ્ટ કરવાની ઇચ્છા નથી દેખાતી. સામેનો પીપળો નવાં પાન આવ્યાં ત્યારે બાળોભોળો લાગતો હતો. અત્યારે એનાં પાન રીઢાં થઈ ગયાં છે. એનાં એ રીઢાપણાને પડકારતી બુલબુલ અને દરજીડાની પીપલ-હરફર આકર્ષક છે. ઘડીકમાં પાંદડાંનાં ઝુંડ વચ્ચે ગુમ થઈ ફરી દર્શન કરાવતી એમની ચંચળ આવ-જા અને પવનનો પંખો પીપળાને જરઠ બનતાં અટકાવે છે. સમય આવ્યે બધાં પાંદડાં ફરી, કૂણાં-બકરીનાં કાન



જેવાં બની જવાનાં છે એનું આશ્વાસન છે. નીચે ફળિયામાં ચારેકોર આ-તે સૂંઘતી કૂતરી મને આ લખતો જોઈ રહી છે. એણે બચ્ચાં આપ્યાં છે એની ખાતરી એનાં લસબસ આંચળ કરાવી રહ્યાં છે. દૂધેભર્યાં એનાં આંચળ વજનથી આમતેમ ડોલી રહ્યાં છે. થોડાં લેલાં વાડમાં થોડી-થોડી વારે કૂદીને સ્થિર પૃથ્વીતત્ત્વને ડખોળી રહ્યાં છે. એક શોબિગી તાર પર નીચે ને બીજો પતરંગો તાર પર ઊંચે મારી આંખ માટે અવઢવ રચી રહ્યાં છે. મારે સમતુલા સાધવાની છે. કેસરી - નીલા રંગની હરીફાઈ તડકા સાથે ચાલી રહી છે.

ટ્રૅક્ટર-ટ્રકના ખળભળાટો હવે આ લયને ખોરવી રહ્યા છે. સામે કાંઠે એક પ્રેમી યુગલ આવી ગયું છે. બાઇક પર સ્ટૅન્ડ ચડાવી તેમની વાતોમાં નિમગ્ન છે. એમને તો કોઈ અવાજોની કશીએ ફિકર નથી. એ લોકો 'પછી તો ના વાતો... પ્રિય અધર જે કંપ ઊઠતો...' સુધી પહોંચે છે કે નહીં એ જોવા હું છૂપી પોલીસની જેમ ટાંપીને બેઠો છું!

સવારનો સોનેરી તડકો પીળો થતો-થતો, મંદિરની ધજા પરથી ઊતરતો, મંદિરનું રહસ્ય ઉઘાડતો, હવે નીચે આવી ગયો છે. હું હવે બહાર નીકળી એને સંપૂર્ણ પ્રકાશમાં જોતો-જોતો, હળવે-હળવે પાળા પર થઈ પાછો, પેલી મારી દુનિયામાં જતો રહેવાનો છું, ત્યારે આ સવાર એનાં અપરંપાર રહસ્યો સાથે મારી બાઇક પાછળ બેસી જવાનું છે.

વર્ષો પહેલાં સાચવી રાખેલી એ સવાર ડાયરીઓનાં પાનાં વચ્ચેથી આમ આજે તમને કહેવા માટે ટપકી પડી છે.

રખડુનો આ કાગળ સુરેશ જોશીને પહોંચે.

❑❑❑




# દ્વિતીય વિશ્વયુદ્ધ સમયનું કોલકાત્તા

☐ યુનુસ ચીતલવાલા

રશિયાએ યુક્રેન પર આક્રમણ કર્યું અને એનાં વિનાશક પરિણામો આપણે જોઈ શક્યા છીએ. સહેજે પ્રશ્ન થાય છે કે શું માનવીય અસ્તિત્વના ભોગે યુદ્ધ અનિવાર્ય છે? મહાન રશિયન સાહિત્યકાર લિયો ટોલ્સટૉયે તેના પુસ્તક 'વૉર ઍન્ડ પીસ'માં યુદ્ધ બાદના મનુષ્યજીવનના નાજુક પ્રસંગો આસપાસ એક અત્યંત હૃદયસ્પર્શી ચિત્ર રજૂ કર્યું છે. 'વૉર ઍન્ડ પીસ'માં આગમાં હોમાઈ ગયેલા મૉસ્કો શહેરની દારુણ સ્થિતિ જોઈ નૉવેલની મુખ્ય નાયિકા નતાશા બોલી ઊઠે છે, 'મૉસ્કો સળગી રહ્યું છે, મારું પ્રિય મૉસ્કો.' કંઈક આવી સ્થિતિ યુક્રેનમાં પણ પ્રવર્તમાન છે. નાયકો અને ખલનાયકો બદલાતા રહે છે, પણ ઇતિહાસના પુનરાવર્તનનું વિષચક્ર અવિરત ચાલુ રહે છે.

બીજા વિશ્વયુદ્ધના પરિણામે સાત કરોડ લોકોએ જાન ગુમાવેલા. છ વર્ષ

(૧૯૩૯-૧૯૪૫) ચાલેલા એ યુદ્ધમાં વિશ્વ બે ભાગમાં વહેંચાઈ ગયેલું. મિત્રદેશો (Allied)માં અમેરિકા, બ્રિટન, ફ્રાંસ, રશિયા, ઑસ્ટ્રેલિયા અને ચીનનું ગઠબંધન હતું. સામે પક્ષે દુશ્મન દેશો (Axis) જેમાં જર્મની, ઇટલી, જાપાનનો સમાવેશ થતો. યુરોપમાં યુદ્ધે ભયંકર ખાનાખરાબી સર્જેલી. સાથે દક્ષિણ-પૂર્વ એશિયામાં જાપાને અનેક દેશો પર કબજો કરી લીધેલો, જેમાં ચીનના મન્ચુરિયાને પણ જીતી ફ્રેન્ચ ઇન્ડોચાઇના પર આક્રમણ કરેલું. થાઇલૅન્ડ મેળવ્યા પછી એનો આગળનો વ્યૂહ બર્મા કબજે કરવાનો હતો. જાપાની આક્રમણને ખાળવાની જવાબદારી ભારતસ્થિત બ્રિટિશ લશ્કર પર હતી, જેમાં ભારતીય સૈનિકોની પ્રમુખ ભૂમિકા હતી. સિંગાપોર પર જાપાને કરેલા આક્રમણને પરિણામે બ્રિટિશ લશ્કરની થયેલી કારમી હારને કારણે યુદ્ધની પરિસ્થિતિ મિત્રદેશો માટે વિકટ બની હતી. આવા સંજોગોમાં જાપાને દક્ષિણ પ્રશાંત સાગરમાં પર્લ હાર્બરસ્થિત અમેરિકાના નૌકાકાફલા પર હુમલો કર્યો. એને ખમવી પડેલી ભયંકર તારાજીને પગલે અમેરિકાએ જાપાન વિરુદ્ધ યુદ્ધની ઘોષણા કરી. પરિણામે યુદ્ધનું સમસ્ત ચિત્ર બદલાઈ ગયું. મિત્રદેશોને પરોક્ષ રીતે મદદરૂપ બનતા અમેરિકાએ પ્રત્યક્ષરૂપે આગળ આવી એની પ્રચંડ લશ્કરી તાકાતનો પરચો આપ્યો.

આપણે આગળ જોયું તેમ બર્મા પર લશ્કરી અંકુશ પ્રસ્થાપિત કરવા પ્રતિબદ્ધ જાપાની લશ્કરનો સામનો બ્રિટિશ લશ્કર કરી રહ્યું હતું. આરંભમાં જાપાની સેનાએ બર્મામાં દક્ષિણ-પૂર્વ ભાગમાં મોટી સફળતા મેળવી અને રંગૂન તરફ આગળ વધી. એને આગળ વધતી રોકવા બ્રિટન અને અમેરિકાએ સંયુક્ત મોરચો રચ્યો, જેનું વડું મથક કોલકાત્તા બન્યું. કોલકાત્તા લશ્કરી પ્રવૃત્તિથી ધણધણી ઊઠ્યું. ૧૯૪૨ની માર્ચની ૮મી તારીખે જાપાની લશ્કર રંગૂનમાં પ્રવેશ્યું.

બર્મામાં તે સમયે ભારતીય લોકોની વસ્તી ગણનાપાત્ર હતી. રંગૂન વેપાર-ઉદ્યોગનું પ્રમુખ મથક હતું. વેપારીઓમાં મુખ્યત્વે ગુજરાતી અને મારવાડીઓનો સમાવેશ થતો, જેમાં મેમણ વેપારીઓનું પ્રદાન મોટું હતું. જામનગરના શેઠ શકુર જમાલ તો 'રાઇસ કિંગ' ગણાતા અને ચોખાની નિકાસ કરનારા પ્રથમ હરોળના વેપારી હતા. દક્ષિણ-પૂર્વ એશિયામાં પ્રથમ ઑઇલ રિફાઇનરી પણ તેમણે નાખેલી. બર્માથી કોલકાત્તા માટે માલનો ઉપાડ સ્ટીમશિપ કંપનીઓ કરતી, જેની માલિકી અંગ્રેજોની હતી. આ સ્પર્ધામાં ભારતીય માલિકીની કંપનીને ટકવું એ લોઢાના ચણા ચાવવા જેવું કઠિન કાર્ય હતું. આવા સંજોગોમાં સાહસ કરનારા એક ઉદ્યોગપતિએ પ્રયત્ન કરી જોયો અને એ હતા શેઠ વાલચંદ હીરાચંદ,

જે સિંધિયા સ્ટીમશિપ કું.ના ડિરેક્ટર અને માલિક હતા. અંગ્રેજોથી દબાયેલા ભારતીય વેપારીઓ તો અંગ્રેજી કંપનીઓને જ પસંદ કરવાનું ચાલુ રાખ્યું. પરિણામે સિંધિયા નેવિગેશનની પરિસ્થિતિ હાલકડોલક થઈ ગઈ, પણ શેઠ હીરાચંદને એક ફરિશ્તાનો ભેટો થયો અને એ હતા શકુર જમાલ. અંગ્રેજ કંપનીઓની ધમકીઓને અવગણી તેમણે તેમના માલની હેરાફેરી માટે સિંધિયા પર પસંદગી ઉતારી અને એને ફડચામાં જતાં બચાવી. આ જાહોજલાલીમાં જાપાને રંગૂન જીતી મોટો વિક્ષેપ પાડ્યો. રંગૂનથી લોકોનું મોટા પાયે પલાયન શરૂ થયું. આ પલાયનના પગલે ભારતીયોને જે યાતનાઓ સહન કરવી પડી એ અંગે આપણે આગળ ચર્ચા કરીશું.

આ બાજુ કોલકાત્તામાં મોટી અફરાતફરી મચી ગઈ. અન્ય રાજ્યોમાંથી આવી વસવાટ કરતા લોકોએ કોલકાત્તા છોડી અન્યત્ર વસવાટ કરવા દોડધામ શરૂ કરી. એ લોકોમાં ગુજરાતી, મારવાડી, ઉડિયા, દક્ષિણ ભારતીય અને બિહારી પ્રમુખ હતા. ભયભીત ગુજરાતીઓ તેમના કુટુંબકબીલાને ‘દેશ’ મોકલી રહ્યા હતા. ટ્રેનોમાં મોટા ધસારાને કારણે જગ્યા મળવી મુશ્કેલ હતી. મેમણ સમાજના લોકોએ કોલકાત્તા નજીકનાં ગામોમાં ઘર ભાડે રાખી રાતવાસો કરવાનો પ્રબંધ કર્યો.

બર્મા મોરચે પીછેહઠ કરી રહેલા બ્રિટિશ લશ્કરને જરૂરી લશ્કરી સરંજામ મળી રહે એ હેતુથી કોલકાત્તાને અમેરિકી લશ્કરનું મુખ્ય મથક કે કમાન્ડ સેન્ટર ઘોષિત કરાયું. પરિણામે અમેરિકી લશ્કરના સૈનિકો જેને GI કહેતા, તે કોલકાત્તાના ફૅશનેબલ વિસ્તારોમાં ચોમેર ફરતા નજરે ચઢતા. તેમની હાજરીથી શહેરનો માહોલ જ બદલાઈ ગયો. રેસ્ટોરાંમાં, આઇસક્રીમ પાર્લર, સિગારેટની દુકાનો પર તેમની ભીડ જામેલી રહેતી. તે મોં માગ્યા ભાવ આપતા હોવાથી રોજબરોજના ઉપયોગની વસ્તુઓના ભાવમાં ધરખમ વધારો થયો. કેપ્સટન કે વિલ્સ સિગારેટનું પૅકેટ જે બે આનામાં મળતું, એ ૧૦ આના કે રૂપિયામાં વેચાવવા લાગ્યું. એક આને કપ વેચાતી કૉફી ચાર આને વેચાવા લાગી. ફિરપોજ, શેહરાજેદ અને ગ્રેટ ઈસ્ટર્ન હૉટેલની રેસ્ટેરાં અમેરિકી લશ્કરી અધિકારી અને સૈનિકોથી ભરેલી રહેતી. વધુ પડતા દારૂ પીધેલા સૈનિકો વચ્ચે ઝપાઝપી થવાના દાખલા બનતા, પણ સ્થાનિક અખબારોમાંથી એવા સમાચાર ગાયબ જ રહેતા.

કોલકાત્તાનો પૉર્ટ વિસ્તાર કિદરપુર ડૉક્સ છે, જ્યાં અમેરિકન જહાજો યુદ્ધને લગતી સામગ્રી અને દારૂગોળો, લશ્કરી વાહનો વગેરે ઠાલવતાં. પૉર્ટથી જોડતો રસ્તો હુગલી નદીને અડીને હાવરા રેલવે સ્ટેશન સુધી લંબાયેલો છે. અહીંથી ગુડ્ઝ ટ્રેનો આસામના દિબ્રુગઢ અને

શિલોંગ સુધી લશ્કરી મદદ પહોંચાડતી, પરિણામે સ્ટૅન્ડ રોડ પરથી લશ્કરી કૉનવૉયને પસાર થવા દેવાના હેતુથી કલાકો સુધી એ રોડને લશ્કરી ઉપયોગ માટે બંધ કરી દેવામાં આવતો. લોકો કુતૂહલપૂર્વક પસાર થતી ટૅન્કો, તોપો, ટ્રકો, જીપોને જોઈ રોમાંચિત તો થતા સાથે જ જાપાનનું લશ્કર જો શહેર સુધી પહોંચે તો કોલકાત્તા છોડવાની ચિંતા પણ તેમને સતાવતી. કોલકાત્તાના હાર્દ સમા સ્ટૅન્ડ રોડ પરનો ટ્રાફિક કલાકો સુધી અટકાવી દેવાતાં લોકો ભારે પરેશાન થતા. લશ્કરી કૉનવૉય પસાર થતી ત્યારે મિલિટરી પોલીસ કડક બંદોબસ્ત જાળવતી. રંગૂનમાં જાપાની સેના દાખલ થતાંની સાથે બ્રિટિશ (RAF) હવાઈ દળ અને અમેરિકન ઍરફૉર્સની ઉડાનોમાં ધરખમ વધારો થયો. શહેરની વચ્ચે આવેલા મેદાનને તાબડતોબ ફાઇટર અને બૉમ્બર વિમાનો માટેનો અડ્ડો બનાવી દેવાયો. મેદાનને અડીને પસાર થતા રેડ રોડને વિમાનો માટે ઍરસ્ટ્રીપ કે રનવે બનાવી દેવાયો. પરિણામે શહેરની મધ્યમાંથી ઊડતાં લાંબી દૂરીનાં લેન્કાસ્ટર અને B-17 વિમાનોથી આખું શહેર ધ્રૂજી ઊઠતું. રંગૂન અને જાપાની લશ્કરનાં થાણાં પર એ વિમાનો સતત બૉમ્બમારો કરતાં રહેતાં. ધોરીમાર્ગો પણ તેમનાં નિશાના પર હતા. નીચી ઉડાન ભરતાં ફાઇટર વિમાનો કોઈપણ પ્રકારની હલચલ કે પસાર થતા વાહનને

જોતાં જ હુમલો કરતાં. દુઃખની વાત તો એ હતી કે પલાયન કરતી સામાન્ય પ્રજા એવા હુમલાનો ભોગ બનતી.

કોલકાત્તા પર પ્રથમ બૉમ્બ ૨૯મી ડિસેમ્બર, ૧૯૪૨ના રોજ ફેંકાયા. જાપાની વિમાનોનું પ્રમુખ લક્ષ્ય કિદરપુર ડૉક્સ અને હાવરા બ્રિજ હતાં. બ્રિજને બચાવવા વિમાનવિરોધી તોપોને ગોઠવી દેવાઈ. સાથે ગૅસ ભરેલાં મોટાં બલૂન બ્રિજ પર તરતાં મુકાયાં, જેથી વિમાનો નીચી સપાટીએ ઊડી બૉમ્બમારો ન કરી શકે, એવું જણાય છે કે એ વ્યૂહ કારગત રહ્યો. વારંવારના પ્રયત્નો પછી પણ જાપાની હવાઈ દળનાં મિત્સુબિશી બૉમ્બરો અસફળ રહ્યાં.

કોલકાત્તાની આરસપહાણની ઇમારત વિક્ટોરિયા મેમોરિયલને કાળા આવરણથી ઢાંકી દેવાઈ.

રંગૂન પર થતા બૉમ્બમારાના કારણે લોકો ભયભીત હતા. હાથવગાં વાહનો પર સવાર થઈ લોકોએ આસામ બોર્ડરે પહોંચવા ભગીરથ પ્રયાસ કર્યો. યુદ્ધની પરિસ્થિતિમાં લગભગ ૧૨૦૦ કિ.મી.નો પ્રવાસ કરવો એ કઠિન કાર્ય હતું, પણ અન્ય કોઈ વિકલ્પ ન રહેતાં લોકોની લાઇનોએ માર્ગો કે જંગલ માર્ગે પ્રયાણ શરૂ કર્યું. પેટ્રોલની અછતને કારણે પગે ચાલવાનો વારો આવ્યો. વૃદ્ધ લોકો, બાળકો અને મહિલાઓ પાંચ-દસ કિ.મી. ચાલીને ઢળી પડતાં. ખોરાક અને પીવાલાયક પાણીને શોધવા લોકોને અજાણ્યાં જંગલોમાં ફાંફાં મારવા પડતાં. રસ્તાની બંને બાજુએ અસહાય લોકો ખાસ કરી વૃદ્ધો મરવાને વાંકે પડેલા જોવા મળતા. જેમ-જેમ યુદ્ધનો વ્યાપ વધવા લાગ્યો, લોકોને જંગલોમાં થઈ પ્રવાસ કરવો પડતો. એ રેફ્યુજીઓમાં ગુજરાતીઓ પણ હતા. તેમણે ગ્રૂપો બનાવ્યાં, જેથી ભીડમાં પણ વિખૂટાં ન પડી જવાય. લોકોએ ઉપાડેલાં બિસ્તરાં-પોટલાંઓનું વજન ન ઉપાડી શકાતાં, વસ્તુઓને જંગલની ઝાડીઓમાં ફેંકવા સિવાય કોઈ ઉપાય ન હતો.

રંગૂનથી ભારત તરફ પલાયન કરનારા લોકોમાં ભારતીયોની મોટી સંખ્યા હતી. ગુજરાતી, મારવાડી ઉપરાંત મદ્રાસી અને ઍંગ્લો-ઇન્ડિયનોનો સમાવેશ થતો. ગુજરાતીઓ મુખ્યત્વે વેપારમાં વ્યસ્ત હતા. રંગૂનથી ઍડ્વર્ડ સ્ટ્રીટ વેપારનું મુખ્ય કેન્દ્ર હતી. મેમણ પેઢીઓ બર્માથી ચોખા નિકાસ કરતી, જેમાં શેઠ શકુર જમાલનું મોટું નામ હતું. મૂળ જામનગરના, તેમણે વેપાર ક્ષેત્રે માનનીય સિદ્ધિ હાંસલ કરેલી. તેઓ ‘રાઇસ કિંગ’ કહેવાતા.

સતત હવાઈ હુમલાને કારણે ટ્રેનો અટકી પડેલી. આગળ આપણે જોયું તેમ લોકોએ ગાઢ જંગલોમાં થઈ બર્મા-ભારત બૉર્ડર સુધી પહોંચવાની અત્યંત ત્રાસદાયક મુસાફરીનો પ્રારંભ કર્યો. આ જંગલો અનેક જીવ, પશુ, જંતુના આશ્રયસ્થાનો છે. છીછરાં નદીનાળાં મચ્છરોથી ઊભરાય છે અને મલેરિયા

વ્યાપક રીતે લોકોને અસર કરે છે, જેથી આ જંગલોમાં રહેતી - વિચરતી જાતિઓમાં મૃત્યુનું પ્રમાણ સવિશેષ છે. વધુમાં જંગલોમાં રહેતી કબાયલી જાતિઓ પલાયન કરતા લોકો પર હુમલા કરતી અને લૂંટી લેતી. કારેન આદિવાસીઓ પૈસા લઈને ખાવાપીવાનું આપવા તૈયાર થતા અને ભોમિયાની પણ ભૂમિકા ભજવતા.

જંગલોમાં પગદંડીઓ પર ચાલવું પડતું. જે રસ્તાઓ હતા એ અત્યંત સાંકડા અને ધૂળિયા હતા. પર્વતમાંથી પસાર થતા સાંકડા માર્ગો પરથી લશ્કરી સરંજામ લઈ ચાલતા હાથીઓથી બચવા લોકો બન્ને હાથથી ખડકને ચોંટીને ઊભા રહેતા, જેથી કચડાઈ ન જવાય. આ પરિસ્થિતિમાં સ્ત્રી, બાળકો અને વૃદ્ધ વ્યક્તિની જે હાલત થતી તે અકલ્પનીય છે. કોલકાત્તા સુધી પહોંચતાં એકલદોકલ લોકો, કુટુંબકબીલા સાથે નીકળેલા પણ માર્ગમાં જ મૃત્યુને ભેટેલા.

એક મેમણભાઈ કોલકાત્તા પહોંચ્યા ત્યારે લોકોએ જોયું કે તેના બંને હાથ જંગલી લોકોએ કાપી નાખેલા અને ઘાવમાંથી લોહી ટપકી રહ્યું હતું. અમુક લોકો સ્ટીલવેલ રોડ થઈ આસામના લેડો સુધી (જો નસીબ સારાં હોય તો) પહોંચતા, પણ સેનાની ટ્રક કે ટૅન્કો પસાર થતી હોય તો રોડ ખાલી કરાવવા મિલિટરી પોલીસ હવામાં ફાયર કરતી. ભયભીત લોકોમાં અફરાતફરી મચી જતી. રોડ બાજુની ખીણમાં પડી જવાના પણ દાખલા બનતા.

રંગૂનને એપ્રિલ ૧૯૪૫માં બ્રિટિશ લશ્કરે જાપાનના કબજામાંથી છોડાવી પરત લઈ લીધું. પરિણામે કોલકાત્તા પર થતા હવાઈ હુમલાનો અંત આવ્યો. રાત્રે જે શહેર બ્લૅક આઉટ અને સાયરનના અવાજથી ભયાવહ બની ગયેલું એ ફરી લાઇટોથી ઝળહળી ઊઠ્યું. અમેરિકન લશ્કરે ભારતમાંથી વિદાય લેતા પહેલાં એના લશ્કરી સરંજામને ‘ડિસ્પોઝલ’ના સામાન તરીકે વેચવા કાઢ્યો. અત્યંત ઓછી કિંમતે વેચાતો એ માલ મેળવવા લોકો તૂટી પડ્યા. થોડી આઇટમનું લિસ્ટ નીચે આપેલ છે.

ટ્રક રૂ. ૨૫૦૦
જીપ રૂ. ૪૦૦
તંબુ રૂ. ૨૫
પૅરાશૂટ રૂ. ૨૫
હોકાયંત્ર રૂ. ૨-૫
મચ્છરદાની રૂ. ૫
ઈંડાના પાઉડરનું બૉક્સ રૂ. ૨

પૅરાશૂટના રેશમી કાપડમાંથી લોકો ખમીસ (શર્ટ) સિવડાવતા. એટલે કોલકાત્તામાં એક સરખા દેખાતા લોકો લટાર મારતા જોવા મળતા. ઈંડાના પાઉડરમાં પાણી નાખી હલાવી તેલમાં તળવાથી આમ્લેટ બનતી, પણ મને લાગે છે કે યુદ્ધ કરતાં શાંતિ માનવ જાતિ માટે હિતાવાહ છે.





# વિરાટને દ્વાર

☐ અજયસિંહ ચૌહાણ

**જુ**લાઈ, ૨૦૧૯માં ચિત્રકૂટ ધામથી પૂ. મોરારિ બાપુની કથામાં ઉત્તરકાશી જવાનું નિમંત્રણ આવ્યું. આ વખતે હિમાલય જવાનો આનંદ મનમાં ઉત્સાહના ગુબ્બારા ઉડાવતો હતો. હિમાલયનું આકર્ષણ તો બાળપણથી. મારા મામાના ઘરની સામે તળાવ કિનારે જટાશંકર મહાદેવનું મંદિર. એનો ઇતિહાસ ૫૦૦ વર્ષથીય વધુ જૂનો. મંદિરના મહંત ઈશ્વરગિરિ બાપુના પ્રેમાળ સ્વભાવને કારણે ભારતભરમાંથી સાધુ - સંન્યાસીઓનો સતત આવરો-જાવરો. એમાં હિમાલયથી આવનારા સાધુઓનું મને અજબ ખેંચાણ. સાંજની આરતી પછી એમની હિન્દીમાં થતી વાતો સાંભળ્યા કરું. હિમાલયનાં શિખરો, નદીઓ, આશ્રમો, મંદિરો, કુંભમેળાની વાતો એકચિત્તે સાંભળતો ને મનમાં વિચારતો મને હિમાલય જોવા ક્યારે મળશે! વર્ષો પછી સુધા સાથે ચાર ધામનો પ્રવાસ ગોઠવાયો. જયપુર - મથુરા થઈ હરિદ્વાર પહોંચ્યાં ને ગંગાનો પ્રવાહ જોઈ બાળવયથી કરેલી હિમાલયની કલ્પનાઓ, હૃદયમાં છલછલતું તળાવ, જટાશંકર મહાદેવનું મંદિર અને આ પ્રવાહનું જળ એકરૂપ થયાં. હરિદ્વારથી ઋષિકેશ તરફનું પ્રયાણ શરૂ થયું. એમ.એ.માં કાકાસાહેબનો *હિમાલયનો પ્રવાસ* ભણેલો, એ મારા હાથમાં હતું. કાકાસાહેબે બતાવેલો હિમાલય, મારી

કલ્પનાઓનો હિમાલય અને મારી સામે દશ્યમાન હિમાલયનું કૉલાઝ રચાવા લાગ્યું.

દૂરથી નગાધિરાજનાં શિખરો જોતાં જ આનંદ અને અશ્રુનો સંયોગ થયો. આનંદની એ પળો વધારે ન ટકી. પહાડી વળાંકવાળા રસ્તાએ મારા મગજની અંદરના પ્રવાહીને ધૂમરીઓ ખવડાવવાની શરૂઆત કરાવી. સતત થતી ઊલટીઓ અને માથાના દુઃખાવા આગળ પર્વતરાજનું સૌંદર્ય પણ આનંદ નો'તું આપતું. જે સૌંદર્ય જોવાની ઝંખના વર્ષોથી મનમાં હતી એની પાસે હોવા છતાં હું એને માણી શકતો નહોતો. મનની મુશ્કેલીઓ હોય તો પ્રકૃતિ સધિયારો બને પણ શરીરની પીડાઓમાં કોણ ભાગ પડાવે? એ તો પોતે જ સહેવાની હોય છે. અનેક સ્વપ્નો સાથે ગોઠવેલી ચારધામની યાત્રા યમુનોત્રીથી અધૂરી છોડી પાછાં આવ્યાં. મનોહર પહાડો, દેવદારનાં ઊંચાં વૃક્ષો, ઝરમર વરસતો વરસાદ અને ખળખળતો યમુના પ્રવાહ પણ મારા મગજ અને પેટના ચકરાવાને શાંત ન કરી શક્યાં. ગંગોત્રી અને કેદારનાથનાં દર્શન વગર યાત્રા અધૂરી છોડવી પડી એનું દુઃખ હતું પણ, મનને હલબલાવતી પીડા એ હતી કે શું હું ક્યારેય આભને આંબવા મથતાં શિખરોનો સંગ નહીં કરી શકું? સાપુતારા કે આબુ જતાં મુશ્કેલી થતી તો હિમાલયની વાત જ શું કરવી.

હિમાલય સમીપ જવાની તરસ છતાં લગભગ ૧૦ વર્ષ સુધી મનને બાંધી રાખ્યું. અંતે એક પ્રયોગ કરવાનું નક્કી કર્યું. દક્ષિણ ભારતના ઊટી અને કોડાઈ કેનાલનો પ્રવાસ નક્કી કર્યો. આ વખતે મિત્ર જે. કે. સિંઘની સલાહથી મુસાફરી શરૂ થાય એ પહેલાંથી Avomine નામની દવા લેવાનું શરૂ કર્યું. ઊટી જવાનો પહાડી રસ્તો અને મનમાં ડર, બંને સાથે શરૂ થયા. આનંદ મિશ્રિત આશ્ચર્ય વચ્ચે કોઈ ઉદ્વેગ થયો નહીં. સળંગ પાંચ દિવસ સુધી હું નીલગિરિ પર્વતમાળાઓ, એના કમનીય રસ્તાઓનું સૌન્દર્ય માણી શક્યો. આ પ્રવાસથી મારી હિમાલય યાત્રાના રસ્તા ખૂલી ગયા. એટલે જ ઉત્તરકાશીનું નિમંત્રણ મળ્યું કે તરત એનો સ્વીકાર કર્યો.

અનેક વડીલ સાહિત્યકારો અને અધ્યાપક મિત્રોના સાંન્નિધ્યે ઉત્તરકાશી સુધીની સફર યાદગાર રહી. ઉત્તરકાશીમાં અમારો ઉતારો હતો એ હોટેલ શિવલિંગ ગંગાકિનારે. ગંગાજીની ઉછળ-કૂદનો ધ્વનિ અહર્નિશ સંભળાયા કરે. ઉત્તરકાશી જતાં પહેલાં હસિતભાઈનો ફોન આવેલો ‘અજય જો તું જતો હોય તો, હું આવું. આપણે સાથે ફરીશું.' એટલે અમે બંને નડિયાદથી સાથે જ હતા. પાણી એની સપાટી શોધી લે એમ, હરિદ્વાર પહોચતાં સુધીમાં હું, હસિત મહેતા, સમીર ભટ્ટ અને નિસર્ગ આહીર એમ અમારી ટોળી તૈયાર થઈ

ગઈ. વધુમાં બાપુએ કથાના પહેલા જ દિવસે કહેલું કે "અહીં આવવાનું મુખ્ય પ્રયોજન 'ઉત્તર દિસિ સુંદર ગિરિ'નું સૌંદર્ય માણવાનું છે. કથા સાંભળવી જ એવો કોઈ આગ્રહ નથી." એટલે ઉત્તરકાશી જતાંવેંત અમારી ટોળી ક્યાં ક્યાં ફરવું એના 'પ્લાન' બનાવવા લાગી. ગંગોત્રી જવાનું નક્કી જ હતું. એમાં નચિકેતા તાલ, નહેરુ ઇન્સ્ટિટ્યુટ ઓફ માઉન્ટેનીયરિંગ પણ ઉમેરાયાં. મારા ઉત્તરકાશી આવવાનાં અનેક કારણોમાં એક કારણ ગંગોત્રી હતું. અગાઉ ચાર ધામની મારી અધૂરી યાત્રામાં છૂટી ગયેલા એક ધામ જઈ શકાશે એ આશય મુખ્ય હતો. ઉત્તરકાશી આવેલા સર્જકોમાંના મોટાભાગના ગંગોત્રી જવાના હતા. કારણકે એ ત્યાંથી માત્ર માત્ર સો કિલોમીટર હતું. અમારો ઈરાદો માત્ર દર્શન કરીને તરત પાછા આવવાનો નો'તો. ગંગોત્રીમાં રાત રહેવું હતું. મિત્ર હર્ષવદનભાઈ તો દર વર્ષે ગંગોત્રી જાય. એટલે એમનો પણ આગ્રહ હતો કે ગંગોત્રીમાં રાત તો રોકાજો. મુશ્કેલી એ વાતની હતી કે શિયાળો શરૂ થઈ ગયો હોવાના કારણે મંદિરનાં કપાટ બંધ હતાં અને મૂર્તિ ગંગોત્રીથી નીચે હર્ષિલ આવી ગઈ હતી. ગંગોત્રીના બધા દુકાનદાર આ સમય દરમિયાન બધું આટોપીને પોત - પોતાના ગામમાં જતા રહ્યા હોય. એટલે રાત્રે રોકાવું ક્યાં એ સવાલ

ડાબેથી હસિત મહેતા, અજયસિંહ ચૌહાણ, નિસર્ગ આહીર અને સમીર ભટ્ટ



હતો. હા, અમારી સાથે દરેક પ્રશ્નનો તોડ જાણનાર હસિતભાઈ હતા. એમણે નડિયાદના સંતરામ મંદિરના સંપર્કથી ગંગોત્રીમાં એક આશ્રમ શોધી કાઢ્યો જ્યાં અમે રાતવાસો કરી શકીએ.

તો હવે અમારી યાત્રા શરૂ થઈ. રસ્તાની સાથે સાથે જ વહેતો ગંગા પ્રવાહ, ખીણની બંને તરફ પાઇન, ઓકનાં વૃક્ષો, પહાડોના ઢોળાવો પર દેખાતી સફરજનની વાડીઓ... શું જીવનમાં આનાથી વધારે સુંદર ક્ષણો બીજી હોઈ શકે? ઉત્તરકાશીથી ગંગોત્રી જતાં ત્રણ-ચાર કિલોમીટર પછી તરત જ એક હાઈડ્રોપાવર પ્લાન્ટ આવે છે. હિમાલયમાં ઠેરઠેર આવા હાઇડ્રોપાવર પ્લાન્ટ ઊભા કરવામાં આવ્યા છે. એના બોગદામાંથી છૂટતો પાણીનો પ્રવાહ મહા ભયંકર અવાજ કરતો હતો. થોડા આગળ જતાં જ આવે પાઈલટ બાબાનો આશ્રમ. એમના વિશે ડિસ્કવરી ચેનલ પર એક ડોક્યુમેન્ટરી જોઈ હતી. જેમાં પાયલટ બાબા અને એમના અનેક વિદેશી અનુયાયીઓની વાત હતી. આશ્રમ અંદરથી જોવાની ઇચ્છા ઘણી હતી પણ સાંજ ગંગોત્રીમાં ગાળવી હતી એટલે આગળ વધ્યા. ગંગોત્રી જતાં અડધે રસ્તે ગંગનાણી નામની જગ્યાએ ગરમ પાણીના કુંડ આવે છે, ત્યાં નાની નાની હોટેલો છે. ચાના રસિયાઓ માટે ચાની ચૂસકી વગરની યાત્રા મીઠા વગરના ધાન જેવી જ ગણાય. પહાડી વિસ્તારોમાં ચા બરાબર ઉકાળેલી નથી હોતી અને અંદર આદું પણ ઓછું હોય એટલે મજા ન આવે. અમે જ્યાં ચા પીતા ત્યાં થોડા પૈસા વધારે આપીને પણ જાતે ચા બનાવવાનો આગ્રહ રાખતા. મારા મિત્રોનો અભિપ્રાય એવો છે કે મારી બનાવેલી ચા સારી હોય છે. હું ચા ઉકાળી રહ્યો હતો અને સમીરભાઈ આદું નાખી રહ્યા હતા. એટલામાં ત્યાંથી પસાર થતાં ચિત્રકાર કનુ પટેલે હળવી મજાક કરી ‘અકાદમી અને પરિષદ વચ્ચે કંઈક રંધાઈ રહ્યું છે.’ (હું એ વખતે ગુજરાત સાહિત્ય અકાદમીમાં મહામાત્ર હતો અને સમીરભાઈ ગુજરાતી સાહિત્ય પરિષદમાં મંત્રી હતા.) હસિતભાઈ મેગી બનાવી રહ્યા હતા. એ જમવાનું બનાવવામાં ભલભલા મહારાજોને ટક્કર આપે એવા. પ્રવાસમાં આવતી આવી ક્ષણો સ્મૃતિમાં અંકિત થઈ જાય છે ને સુરેશ જોષી લખે છે એમ આપણા ચિત્તની ગ્રહમાળામાં સદા ફર્યા કરે છે.

હવે અમે વધુ ને વધુ ઊંચાઈએ જઈ રહ્યા હતા. ગંગા-પ્રવાહ ઘાટા ભૂરા રંગનો થઈ રહ્યો હતો. એક ભયજનક વળાંક ઊભા રહીને જોયું તો ઊંડી ખીણમાં વહી રહેલો વાદળી રંગી પ્રવાહ દૂર ખીણોમાં નભ સાથે એકાકાર થતો હોય એમ લાગતો હતો. જાણેકે ગંગાના સ્વર્ગથી પૃથ્વી અવતરણની અવિરત ધારા વહી રહી હોય. જીવન સાફલ્યની

એ ક્ષણોમાં અમે બાળકોનો સાથ ઝંખી રહ્યા હતા. બાળકો પણ સાથે હોત તો કેટલું સારું! માનવ સ્વભાવની આજ તો ખૂબી છે. દુઃખ જ નહીં આનંદની પળો પણ સ્વજનોના સાથ વગર અધૂરી લાગે છે. મન સતત ઝંખના ઝમ્યા કરે છે, કાશ! અમે જે જોઈ રહ્યા છીએ એમને પણ બતાવી શકીએ. શબ્દનો આ આવિર્ભાવ પણ એ જ ઝંખનાનું મૂર્ત રૂપ છે. ચાર કલાક ને સો કિલોમીટરનો અવિસ્મરણીય પંથ પૂરો કરી ગંગોત્રી પહોંચ્યા. દુકાનો બંધ હતી. રસ્તા સૂમસાન. મનના સર્વ ઉત્તાપો-ઉદ્વેગોને હરી લે એવી શાંતિમાં માત્ર ગંગા પ્રવાહનું સંગીત સંભળાઈ રહ્યું હતું. ગંગોત્રી મંદિર પરિસરમાં બેઠા. કપાટ બંધ હતાં પણ મારા મનમાં એનો કોઈ વસવસો નહોતો. કાલિદાસે કહ્યું છે 'अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः।' દેવોનો આત્મા જ્યાં છે એ નગાધિરાજના બાહુમાં સ્વયં ગંગાજીના બાળ સ્વરૂપ પાસે બેઠો હતો. દૂર દેખાતાં હિમશિખરમાંથી આવતા શીતળ પ્રવાહે તત્ પૂરતું હોવાપણું પણ ઓગાળી નાખ્યું હતું.

ગંગોત્રી મંદિરના સામે કિનારે 'ઈશાવાસ્યમ્'માં અમારે રાત્રિ રોકાણ કરવાનું હતું એટલે નાના પુલ પરથી સામે કિનારે ગયા. આશ્રમ થોડે જ ઉપર હતો છતાં ૧૧,૦૦૦ ફીટની ઊંચાઈ પર એક એક પગથિયું ચડતાં હાંફી જવાતું


ગંગોત્રી

હતું. યુરોપના સૌથી ઊંચા શિખર કરતાં આ માત્ર સવાર સવાસો ફીટ ઓછું છે. આઠ-દસ પગથિયાં ચડીને પાછા ઊભા રહી જતા. મહા મહેનતે આશ્રમમાં પહોંચ્યા. આશ્રમ નાનકડો પણ સ્વચ્છ અને સુંદર. વચ્ચે ચોકમાં ગંગાજીનું મંદિર. શિયાળો શરૂ થાય ત્યારે આ આશ્રમમાં ત્રણ-ચાર માણસો રોકાય. સવાર-સાંજ માતાજીની પૂજા આરતી માટે કોઈનું રહેવું જરૂરી માટે અમને પણ રાત્રિ રોકાણનો લાભ મળ્યો. અમે રોકાવાના હતા એ દિવસે ચાર-પાંચ સાધુ પણ રાત્રિ નિવાસ કરવાના હતા. બપોરનો એક થયો હતો છતાં ઠંડી જામી ગઈ હતી. ભૂખ કકડીને લાગી હતી અને ભોજન અમારે જાતે બનાવવાનું હતું. એના માટે હસિતભાઈ

સજ્જ હતા. એમણે આટલી કડકડતી ઠંડીને તાબે થયા વગર સ્નાન કરીને જ રસોઈ બનાવવાની શરૂઆત કરી. હું તો બહાર ખુરશી નાખીને શ્વેત શિખરો અને ગંગાપ્રવાહને જોઈ રહ્યો હતો. રસોઈ તૈયાર થઈ એટલે એક કતારમાં સાધુઓ જમવા બેઠા. બીજી કતારમાં અમે. અમારી રસોઈ અને સાધુઓની રસોઈ જુદી હતી. અમે હસિતભાઈએ બનાવેલી ગુજરાતી દાળ સાધુઓને ચખાડી. પછી તો એમણે પોતાની દાળ મૂકીને ગુજરાતી ચટાકેદાર દાળને બરોબર ન્યાય આપ્યો. બપોરે ત્રણ વાગે થોડી વાર સૂઈ ગયા. ઠંડીમાં બરોબર કામ આપે એવું જેકેટ અને બે રજાઈ ઓઢી હોવા છતાં ઠંડી કહે મારું કામ. બપોરે આ હાલ હતા તો રાત્રે શું થશે એ વિચાર મારા માટે રોમાંચક હતો. પાંચ વાગ્યે ઊઠી ગરમાટો આપે એવી કડક મસાલાવાળી ચા પીને ગંગોત્રી ભ્રમણ માટે નીકળી પડ્યા.

ગંગા પ્રવાહની એકધારા અલગ થઈ નાનકડા પ્રપાત રૂપે પડતી હતી. એની આસપાસ પાઇન-ઓકનાં વૃક્ષો પરથી ખરેલાં લાલ - પીળાં થઈ ગયેલાં પાદડાં પાણીના પ્રવાહમાં ગોળ ગોળ ફર્યા કરતાં હતાં. આખું દૃશ્ય સ્મૃતિમાં તો જડાઈ ગયું અને કેમેરામાં પણ જડી લીધું. ઢળતી સાંજે રડ્યાખડ્યા સંન્યાસીઓ સિવાય આખા ગંગોત્રીમાં અમારા ચાર જણાના હોવાનો અનુભવ આ યાત્રાને ખાસ બનાવતો હતો. જીવનમાં ભાગ્યે જ મળે એવા આ સમય માટે ધન્યતા અનુભવતા હતા. નિરુદ્દેશે ભ્રમણ કરતા અમે એક સુંદર આશ્રમ સામે આવીને થંભી ગયા. ગંગોત્રીના અન્ય મકાનો કરતાં આ આશ્રમ નોખો જ લાગ્યો. એની શંકુ આકારની બનાવટમાં ભારતીય નહીં નોર્ડિક સ્થાપત્ય ઝળકતું હતું. બહાર એક નાની કુટીરમાં જુદા જુદા પ્રકારના પથ્થર, એન્ટીક વસ્તુઓ ગોઠવેલી. ગંગોત્રી જેવી જગ્યાએ અમને આવા આશ્રમની કલ્પના નહોતી. વિસ્મયથી અમે એને જોઈ રહ્યા હતા. એટલામાં એક ભાઈ બહાર આવ્યા અને અમને આશ્રમમાં લઈ ગયા. એમણે માહિતી આપી કે આ સ્વામી સુંદરાનંદજીનો આશ્રમ છે. સ્વામીજીએ આખું જીવન હિમાલયમાં ગાળ્યું છે. ફોટોગ્રાફીની લગની સાથે સૌંદર્યભરી દૃષ્ટિએ હિમાલયનાં અનેક રૂપોને તસવીરમાં જડી લીધાં છે. એ તસવીરોનું કાયમી પ્રદર્શન આ આશ્રમમાં છે. ત્રણ માળમાં ફેલાયેલા પ્રદર્શનને આનંદ અને કુતૂહલથી નિહાળ્યું. સ્વામીજીએ આ તસવીરોનું *Himalaya : Through The Lens of Sadhu* નામથી પુસ્તક પણ પ્રગટ કરેલું. મેં સ્વામીજી વિશે વિશેષ પૃચ્છા કરી એમને મળવાની ઇચ્છા દર્શાવી. સદ્‌ભાગ્યે એ આશ્રમમાં જ હતા. બે દિવસ પછી શિયાળાના ચાર મહિના દેહરાદૂનમાં ગાળવા જવાના

હતા. ૯૫ વર્ષના એ સાધુ પલંગમાં સૂતા હતા. તબિયત સારી કહી શકાય એવી નહોતી. રૂમમાં ચાલુ બે હીટરની સાથે એમનું વ્યક્તિત્વ પણ હૂંફ આપતું હતું. ગુજરાતથી આવ્યા જાણી આનંદથી વાતો કરી. સ્વામી આનંદ અને એમના ગુરુ એક. એ નાતે સ્વામી આનંદ એમના ગુરુભાઈ. હરીન્દ્ર દવે પણ ઘણીવાર એમને મળવા જતા. આમ અચાનક થયેલી સ્વામીજીની મુલાકાતે મારી ગંગોત્રી યાત્રાને શ્રદ્ધાનું નવું પરિમાણ આપ્યું. એમની સાથેની મુલાકાતના એક વર્ષ પછી ગંગોત્રીમાં એમનું અવસાન થયું એવા સમાચાર સાંભળેલા ત્યારે ગંગોત્રીમાં ગાળેલી એ સભર સાંજ વીંટળાઈ વળેલી. સ્વામીજીની રજા લઈ આશ્રમની બહાર નીકળ્યા. બહારનું દૃશ્ય જોઈને સહસા મારા મુખમાંથી શબ્દો સરી પડ્યાં.

આહા!

ગંગોત્રીમાં અંધકાર વ્યાપી વળેલો ને દૂર હિમશિખરો પર તડકો પડતો હતો. શિખરો સોને મઢ્યો હોય એમ ચમકતાં હતાં. એકવાર અંબાજીમાં સાંજે ગબ્બર પરથી દૂર મંદિરનું સોને મઢેલું શિખર જોયું હતું. આસપાસનાં બાંધકામો વચ્ચે મંદિરનું ચળકતું શિખર ગૌરવભર્યું લાગતું હતું. અહીં ગંગોત્રીની ખીણમાં વ્યાપેલા અંધકાર વચ્ચે દૂર બરફાચ્છાદિત શિખર પર પડતો તડકો ધ્યાનસ્થ શિવના મુખ



સ્વામી સુંદરાનંદજીનો આશ્રમ

પર દેખાતી પરમ શાંતિનો અનુભવ કરાવતો હતો. 'ઈશાવાસ્યમ્'માં પાછા આવ્યા ત્યાં સુધીમાં ઠંડીના થર પર થર જામી ગયા હતા. રસોડામાં જઈ સગડી પાસે બેસી ગયા. થોડા દિવસોમાં બરફવર્ષા શરૂ થશે પછી ચાર મહિના સુધી આ સ્થળનો બીજા ભાગો સાથે સંપર્ક બંધ થઈ જશે. આશ્રમમાં ચાર મહિના ચાલે એટલા લાકડા, ગેસના બોટલ અને અનાજનો સંગ્રહ કરી લેવામાં આવ્યો હતો. હસિતભાઈ વઘારેલી ખીચડી અને બટાકાનું શાક બનાવવા લાગ્યા. મદદમાં નિસર્ગભાઈ તૈયાર હતા. ભોજન બનાવી મંદિરમાં આરતી કરવા ગયા. સદીઓથી વહેતા ગંગાજીના પ્રવાહ અને એની સુંદર કલ્પનાભરી મૂર્તિ, જાલરનો અવાજ

જુદાં છે એ ભાવ જ ઓગળી ગયો હતો. ભોજન કરી રૂમમાં ભરાઈ ગયા. તાપમાનનો પારો શૂન્ય નીચે ત્રણ ડિગ્રી બતાવતો હતો. શૂન્ય નીચે ૨૦ ડિગ્રી ઠંડીનો અનુભવ મેં નોર્વેમાં આર્કટિક વર્તુળમાં કરેલો. પણ, આ ઠંડીની વાત જુદી. ત્યાં તો રૂમમાં જાઓ એટલે બહાર ગમે તેટલી ઠંડી હોય અંદરનું તાપમાન સામાન્ય લાગે. અહીં હીટર ન હોવાથી ઠંડી હાડનાં એક એક પોલાણો ફરી વળી હતી. પથારીમાં માંડ ગરમાટો થયો હતો ને મનમાં વિચારો શરૂ થયા. ‘ભલા માણસ, આવો અનુભવ જીવનમાં ફરી ક્યારે મળશે! આવી રાતમાં તું પથારીમાં પડ્યો રહીશ? ઊઠ! બહાર બેસ.’ રજાઈ ઓઢી બહાર નીકળ્યો. આકાશના અસંખ્ય તારાઓ, હિમાલયનાં શિખરો અને ગંગાના પ્રવાહને બેઠો બેઠો બાળસહજ કુતૂહલથી જોઈ રહ્યો હતો. હું એ પ્રવાહના કિનારે હતો, જે લાખો - કરોડો વર્ષથી અવિરત વહ્યા કરે છે. ભારતીય ઉપખંડની પ્રાચીન સભ્યતાઓના સંઘર્ષો અને સમન્વયનો સાક્ષી. સામ્રાજ્યોના ઉદ્‌ભવ અને વિનાશનો સાક્ષી. અનેક વીરોનાં તપ અને ત્યાગનો સાક્ષી. ભારતીય સંસ્કૃતિનું ધારક બળ. ‘पृथिव्या इव मानदण्डः’ મારાં ચક્ષુ સમક્ષ વહેતા પ્રવાહ સાથે એક પ્રવાહ મારી અંદર વહી રહ્યો હતો. જે મને જોડતો હતો શતાબ્દીઓ અને યુગો સાથે. જે મને જોડતો હતો સભ્યતાઓ અને સંસ્કૃતિઓ સાથે. જે મને જોડતો હતો ભૂત અને વર્તમાન સાથે. મારી સામે હતી નક્ષત્રો-નિહારિકાઓ-આકાશગંગાઓની અખંડ ચાલતી રાસલીલા અને હું એનો એક અંશ. એ ક્ષણે હિમાલય મારી માટે માત્ર એક પર્વત શૃંખલા નહોતો. એ હતું ભૌતિક અને મિથ્યા જગતને સૃષ્ટિના સર્જન ક્ષણ સાથે જોડતું વિરાટ દ્વાર. શરીરરૂપી અવરોધને ઓગાળી નાખતી એ ક્ષણો જાણે કે આકાશ, હિમાલય અને ગંગાપ્રવાહ સાથે મને એકાકાર કરતી હતી. સૃષ્ટિની સર્જનલીલામાં સમાઈ જવા માટે એ વિરાટ દ્વાર મને બોલાવતું હતું અને પાછળ રહી જતું હતું નશ્વર જગત. બસ હાથ વેંતમાં આંબી જવાય એટલું સમીપ અને છતાં હું એક ડગલું પણ એ તરફ ન જઈ શક્યો. યાદ નથી કેટલો સમય એ અવસ્થામાં બેસી રહ્યો. આ નશ્વર દેહે જ ઠંડી અસહ્ય થતાં પોતાના હોવાની હાજરી જતાવી અને હું ધીમે પગલે રૂમ તરફ પાછો વળ્યો.

સવારે ઊઠ્યો તો સૂર્યનાં કૂણાં કિરણોથી ગંગોત્રી ખીણ પ્રકાશિત હતી. ચા પીને થેલા ખભે ચડાવ્યા. ગાડીનું અવરોહણ શરૂ થયું. કાલના અનુભવથી અમે આનંદમાં હતા પણ વિરાટના દ્વારથી દૂર જવાનો વિષાદ પ્રસન્ન ચિત્તમાં ધીમે ધીમે ઝમી રહ્યો હતો.





# બાણશય્યા

☐ નિર્ઝરી મહેતા

ડ્રૉઇંગરૂમની બારીનો પડદો જરીક ખેસવી રુચિતા નિસર્ગ અને અર્પિતાની ગાડી ગેટમાંથી નીકળતી જોઈ રહી. ગાડીમાં બંને ગોઠવાયાં પછી જ તેણે પડદો ખસેડ્યો હતો. તેને ખબર હતી, નિસર્ગ ગાડીમાં બેસતી વખતેય પાછળ જોઈ જ લેશે! રુચિતાએ તેના ખભા પર હૂંફાળો હાથ મુકાયાનું અનુભવ્યું. ''ભાભી,

વરઘોડિયાંને માથે હાથ મૂક્યા વગર ઘરબહાર મોકલી દીધાં! ને... આમ કપાતે જીવે તેમને જતાં જુઓ છો! નિસર્ગને પરણ્યાની પહેલી રાતે હૉટેલમાં ન'તું જવું. તેને ઘરે જ રહેવું હતું. તમે તો તે લોકો હૉટેલથી જ સીધાં ફરવા જવાની ફ્લાઇટ પકડે એવું ગોઠવ્યું!''

''હં...'' રુચિતા ખાસ કંઈ ન બોલી.

''તમે માથે કપડું કચકચાવીને બાંધી સૂતાં ત્યારે જ મને થયું'તું કે તમે તેમને સામે મોંએ થવા નથી માગતાં. વિધવા હોવાનું બહાનું આગળ ધરી, તમે મારી પાસે ગૃહપ્રવેશનું પોંખણું કરાવ્યું!''

રુચિતા રંજના સામે ઝળઝળિયાંવાળી આંખે જોઈ રહી, ''રંજનાબહેન, તેમની ફુલશય્યા પર મારી પરણ્યાની અબોટ ચૂંદડી પથરાઈને તેમને માટે કાંટાળી શય્યા બને તે મારાથી કેમ કરી ખમાય?'' કહેતાં-કહેતાં રુચિતા અનહદ ડૂસકે ચઢી. રંજનાએ તેને બાથમાં લીધી. વાંસે હાથ થપથપાવ્યો ને પછી સોફા પર બેસાડી, જોડે બેઠી.

''ભાભી, પરણ્યાની રાતે મેડીએથી ચૂંદડીભેર તમે નીચે ઊતર્યાં'તાં ત્યારનો તમારા દિલમાં ધરબાયેલો ડૂમો વહી જવા દો! મારી સ્ત્રીની નજર ત્યારે જ ઘણુંક કળી ગઈ હતી. મને તો એની જ પાર વગરની નવાઈ છે કે આટલાં વરસ બોજીલ મન સાથે બાણશય્યા પર ચાલતાં હો એવી જિંદગી કમાલની જીવી ગયાં તમે!'' રંજના ઊઠીને પાણી લેવા ગઈ. લીંબુ શરબત જ બનાવ્યું. ભાભીએ આખા દિવસમાં સરખું ખાધું-પીધું નથી એનો રંજનાને અંદાજ હતો. તે પાછી આવી તો ઊભા ચોરસ તકિયે બંધ આંખે માથું ટેકવી તેમને બેઠેલાં જોયાં.

ભાઈ તો છ વરસ પહેલાં ગુજરી ગયા હતા. તેય કેવી રીતે? બહારગામથી વહેલી સવારના આવ્યા. ઘરમાં પેઠા ને પડી ગયા. ડૉક્ટર આવે એ પહેલાં તો બધું પૂરું થઈ ગયું હતું. ભાભીની મોટી બહેન તેની પહેલી ભાભી! ત્રણ વર્ષના નિસર્ગ પછી નમિતા જન્મી, પણ ભાભી સિઝેરિયનના ટાંકા પાકતાં સાતમે દિવસે પાછાં થયાં! બેય છોકરાં પિયર માસી પાસે સચવાવાં લાગ્યાં. સહુના સૂચનથી રુચિતા દેવેશ સાથે જોડાવા તૈયાર થઈ. બે છોકરાંની મા બની રુચિતાભાભી જે જીવી ગયાં... સગી માય કદાચ એમ જીવી ન શકી હોત! કોરોનાના કેરને લીધે નિસર્ગ અને નમિતાનાં સ્વપસંદગીનાં લગ્ન એક જ દિવસે સવાર-સાંજે વીસ-પચીસ લોક વચ્ચે કર્યાં. પોતે એકલી જ ભાભી પાસે આવીને રહી હતી.

દીકરો પરણીને આવ્યો ને તેને 'સરપ્રાઇઝ ગિફ્ટ' કરીને હૉટેલ એક્સપ્રેસના સ્વીટમાં મોકલી દીધો. દીકરીને પણ એમ જ ભેટ તરીકે ગોઠવ્યું. લટકાની ભેટમાં બેય જોડાં હૉટેલથી સીધાં હનીમૂન પર જવા ફ્લાઇટ પકડે એવુંય ગોઠવ્યું. તેને અત્યારે એનું કારણ થોડું-થોડું સમજાતું હતું. તેણે ભાભી સામે જોયું -

પાછલાં વર્ષોમાં પહોંચી ગયાં લાગે છે! રંજના બાલ્કનીમાં કેનના ઝૂલે જઈ બેઠી.

...લગ્ન તો સાદાઈથી જ થાય - બહેન ન હતી ને તેના ચાર મહિનામાં તેની જગ્યાએ જ જઈ રહી હતી! રુચિતાની બંધ આંખ નીચેથી વરસો પહેલાંનો એ દિવસ... કહો કે એ રાતની ટૂંટિયું વળી ગોળ ફીંડલાની જેમ પડેલી યાદ બેઠી થઈ રહી હતી.

...ભાભી રુચિતાને શણગારી રહ્યાં હતાં.

''તું રુચિને આટલી ન શણગાર, દેવેશને...'' મા કહેતી હતી. ''મમ્મી, જીજાજી પરણ્યા છે ને! આજની રાત રુચિબહેનના નવલા નાવલિયા નહીં બને તો આને'' રુચિતાની ચિબુક પકડી ભાભી બોલી, ''તેનાં બે છોકરાંની મા કેવી રીતે બનાવી શકશે!''

મમ્મી પણ રુચિને નવીનવેલી દુલ્હનના રૂપમાં જોઈ રાજી થયાં - બે'ક ટીપાં આંસુય સર્યાં આંખમાંથી.

રાતના ભાઈભાભી તેને મૂકી ગયાં 'તેને ઘેર.' રંજનાબહેન તેને ઘરના ઉપરના દીદીના - હવે તેના થનાર - ઓરડે મૂકી ગયાં. તે ઓરડામાં ઊભી રહી. પછી બારી પાસે જઈ પડદો ખસેડી સોસાયટીની લાઇટથી ચમકતાં ઝાડપાન જોઈ રહી. રૂમનું બારણું ખૂલવાનો અવાજ આવ્યો. તે એમ જ ઊભી રહી. દેવેશે આવીને તેને ખભેથી પકડી હળવેકથી તેમના ઓરડા તરફ ફેરવેશે - તેણે ધાર્યું. પણ, ના કોઈ પગરવ કળાયો, ન સ્પર્શ અનુભવાયો. તે પોતે જ ફરી, તેની સામે તેણે જોયું. એ નજર શું 'નાવલિયા'ની હતી? ના, સોળ શણગાર સજેલી રુચિતાને વહેરી નાખતી ધારદાર નજરે તે જોઈ રહ્યો હતો. ''આ શું? શરમ નથી આવતી, બે છોકરાંની મા બની છો! ને, આમ સજીધજીને આવી છો! જાવ બદલી નાખો આ સુહાગરાતની ફિલમિયા વેશભૂષા!''

રુચિતા ઠૂંઠ જેવી થઈ ગઈ. જાણે વહેતાં-કલકલતાં પાણીનો અચાનક સખત બરફ થઈ ગયો! હજી તેને ત્રેવીસ થયાં હતાં... ને આવી પળ સામે આવી ઊભી હતી! શું કરવું? તેણે ખંડમાં નજર ફેરવી. ભાભીના હાથમાં હતી એ હૅન્ડબૅગ ઉપર નહોતી આવી. એમાં નાઇટીઝ હશે. રિવાજ પ્રમાણે પરણ્યાની ચૂંદડીમાં જ તેને સવારે લેવા આવે ત્યારે ઘેર જવાનું હતું. છોકરાંય પિયરઘેર જ હતાં.

''મારી હૅન્ડબૅગ ઉપર નથી આવી લાગતી... તમે લઈ... આવો ને!''

''હું નીચે જઈ લઈ આવું? બે છોકરાંના બાપની હાંસી કરાવવી છે તારે!''

ભાભીએ કાનમાં કહેલું યાદ આવ્યું ''આ સોહાગની જોડ પહેરી છે ને તે સવારે પહેરીને ઊતરો નીચે, ત્યાં લગી કમરામાંથી બહાર પગ ન મૂકતાં... કંઈ પણ જરૂર હોય તો પરણ્યો ટાઈવાઈ કરે તમારી!'' તે હજી કંઈ બોલવા જાય ત્યાં દેવેશનો કરડો અવાજ કાને અથડાયો તેને,

''જાવ નીચે જઈ કપડાં બદલી આવો!'' માનવાચક શબ્દોથી અંગારા બરોબર ચાંપ્યા હતા તેણે! નવોઢાના અરમાનની કરચ પણ ન રહે એવો ઇલેક્ટ્રિક ચૅરમાં અપાય એવો ઝટકો હતો એ!

રુચિતા કમરાની બહાર નીકળી, જરી-કસબના ચોલી ડ્રેસનો ચણિયો પકડી નીચે જવાના દાદરના એક-એક પગથિયાં તે ઊતરવા લાગી ને તેનું મન પૂનમ પછીના કૃષ્ણપક્ષની તિથિના ચંદ્રની જેમ તેનામાંની 'નારી'ના એક-એક અરમાન નિતારતું જતું હતું.

તે નીચે પહોંચી, ત્યાં ઊભેલાં રંજનાબહેન ચોંક્યાં.

''ભાભી! તમે?''

''મારી હૅન્ડબૅગ ઉપર નથી આવી, તે લેવા... આ કમખો જરી ખૂંચે છે.''

''તે ભાઈ લઈ જાત! સોહાગરાતે તો તમે રાણી! કમરામાં જ રહેવાનું!'' મજાકમાં હસતાં રંજનાએ કહ્યું.

રુચિતાની નજરે હૅન્ડબૅગ પડી, તે ઉપાડી ઝિપ ખોલવા લાગી. રુચિતાનો હાથ પકડી પાછું ટીખળ કરતાં રંજના બોલી.

''આનું શું કામ છે, આમે? ને અહીં નાઇટી બદલશો? મને બોલાવશો નહીં! ભાઈ પહેરવા દે તો ઉપર પહેરજો!'' રુચિતાના ચહેરા પર નવોઢાની રતાશની આછી લકીર પણ ન જોતાં તે બોલતાં અટકી અને હૅન્ડબૅગ છોડી દીધી. ''પરણ્યાની ચૂંદડી અહીં ન ઉતારાય... જાવ ઉપર ભાભી!'' રંજનાનું કહેવું સાંભળી અત્યાર સુધી યંત્રવત્ થઈ ગયેલી રુચિતા જાણે ભાનમાં આવી હોય એમ હૅન્ડબૅગ લઈ દાદરો ચઢવા લાગી. ઉપર પહોંચી ખંડમાં પેસતાં નીચે અવાજ જાય એમ બારણાંની સ્ટૉપર ચઢાવી તે ખચકાયા વગર ડ્રેસિંગ ટેબલ પાસે ગઈ – દીદીના રૂમમાં એમ તો બધું જાણીતું હતું!

ડ્રેસિંગ ટેબલ સામે સ્ટૂલ પર બેઠી. શાંતિથી એક પછી એક ઘરેણાં કાઢવા લાગી. માથે ઓઢેલી ઓઢણીની અને અંબોડાની પિન કાઢી. ઓઢણી કાઢી ઉછાળીને પલંગ પર ફેંકી. દેવેશ જડાઈ ગયો હોય એમ ઊભો હતો. માથેથી સાદો ચણિયો ખભે ઉતારી, નીચેથી ચોલી ડ્રેસનો ચણિયો ઉતારી પગથી તેણે હડસેલ્યો. પછી શાંતિથી અરીસા સામે ઊભાં-ઊભાં જ બ્લાઉઝ ઉતાર્યો ને સહેજ વાંકી વળી નાઇટી કાઢવા હૅન્ડબૅગ ખોલવા લાગી.

આ બાજુ દેવેશમાં જાણે જીવ ફૂંકાયો. પાસે આવી ખુલ્લા ખભે હાથ મૂકી તે સહેજ લાડથી બોલ્યો, ''રહેવા દો, હમણાં આ પહેરવાની જરૂર છે?''

તેને આંચકો લાગ્યો – ઓહ! તો આ પુરુષ તો થવા માગે છે! નાવલિયા થવાનો જ વાંધો હતો! રુચિતા તેની તરફ ફરી.

''નથી જરૂર? કેમ? બે છોકરાંની મા આમ ઉઘાડી ફરશે? ધાવણા છોકરાની માયે આમ ન ફરે! છાતીએ છેડો ઢાંકે!'' કહેતાં તેણે ઝાટકાથી દેવેશનો હાથ

છટકાર્યો નાઇટી કાઢી, પહેરી. ઓઢણી, બ્લાઉઝ ઘરેણાં વગેરે ચણિયાના ફીંડલામાં વીંટી કબાટમાં મૂક્યાં. હેન્ડબૅગ ઉપાડી પલંગમાં વચ્ચે મૂકી.

‘‘કાલથી નમિતા અહીં સૂશે ને નિસર્ગનો નાનો પલંગ સામે રહેશે. તમે કે હું નીચે સૂઈએ એવું નાટક મારે નથી કરવું.’’ કહી જગમાંથી પાણી કાઢી પી, પલંગને લગાવેલી ફૂલની સેર તોડી નીચે ફેંકી તે આડી પડી. ઊંઘ નહીં આવે એમ લાગતું હતું, પણ આવી ગઈ. સવારે સાડાછએ તે બ્રશ કરી, મોઢું ધોઈ નીચે જવા બારણાં ભણી વળી. દેવેશનો અવાજ સંભળાયો.

‘‘રુચિ, આ નાઇટીમાં તું નીચે જઈશ? પેલો ડ્રેસ પહેરીને આવી હતી તેમ જા, કાઢી આપું?’’ તેણે દેવેશ સામે જોયું, તેની આંખમાં ઉજાગરાની આછી રતાશ હતી. તેની નજર-અવાજમાં ધાર ન નીકળે એની તકેદારી રાખી તેણે કહ્યું, ‘‘બે છોકરાંની મા નીચે જાય છે. હું તો દીદીનાં છોકરાંની મા આજથી ગણાઈશ. તમે તો બે છોકરાંના બાપ છો જ! એટલે છોકરાં અને દુનિયા માટે છોકરાંના બાપ બની રહેવામાં ચૂક નહીં કરો, એટલી તો આશા છે જીજા...જી!’’

‘‘ભાભી લો, શરબત!’’ રુચિતાની અતીત સમાધિ લાંબે ચાલેલી જોઈ રંજનાએ તેને એમાંથી બહાર લાવવાનું વિચાર્યું.

‘‘ઓહ્! હું તો...’’ તેને હડબડાતી જોઈ રંજના પાછી તેની પાસે બેઠી, ‘‘ભાભી, પરણ્યાની રાતે સોહાગજોડામાં તમે નીચે ઊતર્યાં... ને ઉપર ચઢ્યાં. બીજી સવારે નાઇટીમાં જ નીચે આવ્યાં. નિસર્ગ-નમિતાને ઘેર બોલાવી લીધાં, પિયર ન ગયાં. વગર કહ્યે હું ઘણું સમજી ગઈ’તી! ઘેર જઈને વીનેશ જોડે પણ સરખી ગોઠવાઈ ન’તી! મારી પાસે બધું જાણી, મને જાળવી લીધી તેણે!’’

‘‘નસીબદાર!’’ રુચિ બબડવા જેવું બોલી.

‘‘તમારામાંની સ્ત્રીને ભાભી તમે બે છોકરાંની મા બની, સાવ તે સાવ ઢબૂરી દીધી એ હું સમજી ગઈ હતી! પણ ભાઈમાંના પુરુષે તો ક્યાંક બીજે સંતોષ મેળવ્યો હશે...’’

‘‘હશે નહીં, મેળવ્યો જ હતો! તે છેલ્લી સવારે બહારગામથી નહીં દિશા પાસેથી જ આવ્યા હતા. તેમનું કાયમનું ‘બહારગામ’ દિશાને ઘેર જ રહેતું.’’

‘‘તોય તમારું રૂંવાડુંય ન ફરક્યું?’’

‘‘રૂંવાડાં તો નવી પરણેલી બે છોકરાંની માના વેશનું થેલકું ગોતવા નીચે ઊતરી ત્યારે જ ખરી ગયાં હતાં! ને તેમને પુરુષ તો બનવું’તું! નવા નાવલિયા ન’તું થવું! ને મારે બે છોકરાંની મા તરીકે જ રહેવું’તું!’’ થોડી અટકીને તે સહેજ અચકાતાં બોલવા લાગી.

‘‘શું કહું રંજનાબહેન, મને તેનો ખભે મુકાયેલો હાથ હાથિયા થોર જેવો લાગ્યો’તો! નવો પરણેલો દીકરો એ

જ રૂમમાં પહેલી રાત રહેત... મારા મનને ક્યાંક હથિયા થોરના કાંટા ફૂટી નીકળત તો! હાહાકાર થઈ જાય મારા છોકરાની અણમોલ ઘડીમાં! એટલે...'' રુચિતા મૂંગી થઈ ગઈ.

રંજનાને યાદ આવ્યા ભાઈના શબ્દો – ભાઈના અફેરનો વહેમ આવતાં તેણે ભાઈને ટોકેલા, ત્યારે ભાઈ દાંત ભીંસીને બોલેલા, ''બહુ જિદ્દી છે, જિદ્દી જખ્ખડ છે રુચિ!''

તે માથું ધુણાવતાં મનમાં બોલી પડી – ભાઈ... ભાઈ, આણે તમારી નવજાત દીકરીને હથેળીમાં ઝીલી'તી. ને તમે એક નાજુક રાત ન આપી શક્યા તેને! તોય તે તો...

''રંજનાબહેન આ ઘરની ચાવી!'' રુચિતા તેને કી-સ્ટૅન્ડમાંથી લીધેલી ચાવી ધરી રહી હતી. તેણે પ્રશ્નનજરે તેની સામે જોયું.

''કાલે રાતે હું અજમેરની બસ પકડું છું. છોકરાં ફરવા જવાના સ્થળે પહોંચી ફોન કરશે એટલે રાતનું જવાનું રાખ્યું.''

''ત્યાં, કેમ?''

''રંજનાબહેન ત્યાં થોડે દૂર ગુરુકુળ છે, ત્યાં હું કાર્યકર તરીકે કાયમ માટે જાઉં છું. બે છોકરાંની મા તરીકે જીવી લીધું. હવે છોકરાંને નરવી જિંદગી આપવા ને રુચિ તરીકે જીવી લેવા.''

''ભાભી?'' રંજનાથી રાડ પડી ગઈ? ''છોકરાં સૂનાં પડી જશે.''

''છોકરાંની મા તો છું જ! જરૂર પડે જરૂર આવી જઈશ! પણ મારે હવે 'રુચિતા' તરીકે શ્વાસ લેવા છે, બસ!''

રુચિતાને કમરામાં જતી તે જોઈ રહી.

'બાણશય્યા' પર વરસો લગી જીવી ગયેલા ભીષ્મની નારીમૂર્તિ સમી - બે છોકરાંની મા - હવે તે છોકરાંઓનાં લગ્ન પછી જીવનના ઉત્તરાર્ધમાં ઉત્તરાયણના સૂર્યને પામવા જઈ રહી હતી.

'તમારું પ્રસ્થાન શુભ-મંગલ હો!' રંજના મનોમન બોલી પડી!

❑❑❑

# કવિ કાન્તની ખુરશી

## (મારાં ભાવનગરનાં સંસ્મરણો)



☐ પ્રવીણસિંહ ચાવડા

## ૪૩. વિદાય લેવાની ઉતાવળ નથી

**બ**દલી થઈ, પરંતુ થોડા સમય માટે એનું સ્વરૂપ સંદિગ્ધ રહ્યું. એમ કહી શકાય કે ભાવનગર છોડ્યું અને ન પણ છોડ્યું. એવું નહીં કે અહીંથી મૂળિયાં ખેંચી કાઢી આખેઆખાં ત્યાં પહોંચી ગયાં અને અયોધ્યા તરફ લમણો વાળીને જોવાપણું રહ્યું નહીં. અગાઉ કહ્યું તેમ, બાળકોની વાર્ષિક પરીક્ષા બાકી હતી એથી કુટુંબ ભાવનગર રોકાયું.

હું બે સ્થળ વચ્ચે વહેંચાયેલો રહ્યો.

હવે, પાલનપુરમાં મારું શું થયું એ જોઈએ.

મારે માટે સરકારી રેસ્ટ હાઉસમાં ઉતારાની વ્યવસ્થા ઑફિસ દ્વારા કરવામાં આવી હતી, પરંતુ એમાં એક રાત શું, એક કલાક પણ રહી શકાયું નહીં. આ કેમ બન્યું, એવા કેવા સંજોગો ઊભા થયા કે મારે સરકારી ઉતારો તાબડતોબ છોડવો પડ્યો એ સહેજ વિગતે સમજાવવું પડશે.

પાલનપુર ઑફિસમાં પહેલો દિવસ.

એક તરફ કર્મચારીઓ સાથે જરૂર પૂરતો પરિચયવિધિ, સાથે સાથે ચઢી ગયેલાં કામનો, વિશેષ તો ગ્રાન્ટને લગતી ફાઈલોનો નિકાલ, એથી દિવસ ક્યાં ગયો એની ખબર પડી નહીં. સાંજે ઉતારા પર ગયો. કપડાં પણ બદલ્યાં નહોતાં, હાથ-મોં ધોયાં અને ચા મગાવવાનું વિચારતો હતો ત્યાં બારણે ટકોરા પડ્યા (ટકોરા અર્થસભર હતા, એમાં રમૂજ હતી, ઉપહાસ હતો એ પાછળથી સમજાયું) અને દવેનું આગમન થયું.

ભૂપેન્દ્ર દવે પાલનપુર કૉલેજમાં અર્થશાસ્ત્રના અધ્યાપક. વીસનગર કૉલેજમાં સાથે ભણતા ત્યારથી અમારા સંબંધો. બે-ત્રણ ખૂબ અંગત મિત્રોમાંના

એક. બદલીના શુભ સમાચાર તો જે-તે વખતે મેં તેમને પત્ર દ્વારા આપી દીધા હતા - હું આવું છું! - પરંતુ આયોજન કરતાં વહેલા અચાનક નીકળવું પડ્યું એથી તેમને જાણ કરી શક્યો નહોતો. નિરાંતે, બીજા દિવસે મળવા જઈશ એવો ખ્યાલ હતો.

વીસનગર છોડ્યું એ પછી મારાં સરનામાં બદલાતાં રહ્યાં - સુરત, મોડાસા, ભાવનગર. તે પણ અમરેલી, રાજકોટ, જૂનાગઢ એમ ભ્રમણ કરતાં-કરતાં પાલનપુર પહોંચ્યા હતા. ૧૯૬૭થી ૧૯૮૧, ચૌદ વર્ષ પૂરાં; એ દરમિયાન જ્યાં હોય ત્યાંથી સરાસરી મહિને એક વાર મને મળવા ન આવ્યા હોય એવું બન્યું નહોતું. વિદાયની તારીખ અનિશ્ચિત. મારા ખાતાનો હિસાબ કોઈ માગે એ પહેલાં રજૂ કરુ. હું એક વાર રાજકોટ અને બે વાર જૂનાગઢ ગયો હતો.

પાલનપુર શહેર નાનું, માહિતી અને પ્રસારણનું તંત્ર સક્ષમ, એથી મારા આગમનના સમાચાર તેમને મળી ગયા હશે.

થોડીવાર બારણામાં ઊભાં-ઊભાં ડોલ્યા.

'ક્યાં સુધી આમ ઊભા રહેશો? અંદર આવો, બેસો.'

આવીને બેઠા. આજુબાજુ નજર ફેરવી. ખૂણેખૂણાનું નિરીક્ષણ કર્યું. બેઠે-બેઠે પણ ડોલન તો ચાલુ હતું; માત્ર કાયામાં નહીં, આંખોની છાયાઓમાં, સ્વરના આરોહ-અવરોહમાં.

વિસ્મય, અહોભાવ.

પ્રસન્નતા વ્યક્ત કરી, 'વાહ! વટ્ટ પડે છે, સાહેબ!'

(આ સંબોધન જીવનમાં પ્રથમવાર થયું એ વાચકોની જાણ માટે.)

'મોટા સાહેબોને ફરજિયાત સરકારી ઉતારે જ મુકામ કરવો પડે એવો તમારે સરકારમાં કાયદો હશે.'

ભાષાનું કામ નહીં, એથી હું સામે ઊભો-ઊભો હસતો હતો.

અચાનક સૂર બદલાયો, 'હસો છો શું? શરમ નથી આવતી?'

શરમ આવતી હતી કે નહીં એ કહેવાની તક મળી નહીં. આદેશ થયો, તમારો થેલો ઉપાડો.

આગળ થાઓ.

હેંડો.

ઘેર ભોજન તૈયાર છે અને તમારી રાહ જોવાઈ રહી છે.

* * *

એવું નહોતું કે કવિ કાન્તની ખુરશી ખાલી કરી તે સાથે ભાવનગર સાથેની લેણદેણ પૂરી થઈ.

શનિ-રવિએ પાલનપુરથી ભાવનગર જાઉં ત્યારે ઑફિસના સાથીદારોમાંથી કોઈ કોઈ અમસ્તા મળવા આવતા. મારી ગેરહાજરીમાં કુટુંબને કોઈ અગવડ ન પડે એનું ધ્યાન અરવિંદભાઈ રાવળ, પ્રવીણભાઈ અને ખાસ તો

જીવરાજભાઈ મૈયાણી રાખતા. અમારો ધર્મેન્દ્ર આજે પણ યુ.એસ.માં બેઠે-બેઠે જીવરાજભાઈને યાદ કરે છે.

સેવક ભોળાભાઈ તો ખરા જ. હોદ્દા પર હતો ત્યારે દરરોજ, ઑફિસ બંધ થાય પછી સાંજે ચાવીનો મોટો ઝૂમખો મારે ઘેર આપવા અને બીજી સવારે લેવા આવતા.

ચાવીની આપ-લે થઈ જાય એ પછી પણ બહાર સંકોચાતા ઊભા રહે.

'કેમ ઊભા છો? હજુ ગયા નથી?'

'બે'નને... કાંઈ... કામ હોય તો...'

એ ક્રમ, બદલી પછી, મારી ગેરહાજરીમાં પણ ચાલુ રહ્યો.

અલબત્ત, આટલા ફેરફાર સાથે : ચાવીનો ઝૂમખો હોદ્દાનો ચાર્જ જેમની પાસે હતો તે અધિકારી કે. વી. ભટ્ટસાહેબના ઘેર જાય. મારે ઘેર બે વાર શુદ્ધ હાજરી પુરાવવાની. આ તો એમ કે બે'નને કાંઈ કામ હોય.

'ઊતર્યો અમલદાર કોડીનો' એ કંઈ ભૌતિકશાસ્ત્રનો નિયમ નથી.

ઉપર કે. વી. ભટ્ટસાહેબનો ઉલ્લેખ કર્યો. મને લાગે છે કે ભટ્ટસાહેબોની ભીડ થઈ રહી છે, તેમને છૂટા પાડવા પડશે.

પ્રૌઢશિક્ષણમાં મિત્ર એન. જે. ભટ્ટ (નટુભાઈ ભટ્ટ) હતા, જેમને વિશે હું વિગતવાર લખી ચૂક્યો છું. ૧૯૮૦ના અંત ભાગમાં તેમની બદલી અમરેલી થઈ અને તેમની જગ્યાએ અમરેલીથી આવ્યા તે કે. વી. ભટ્ટ. આઠ-દસ મહિના મને તેમના સત્સંગનો લાભ મળ્યો. મારી બદલી પછી શરૂઆતમાં તેમને ચાર્જ સોંપવામાં આવ્યો અને થોડા સમય પછી પ્રૌઢશિક્ષણમાંથી બદલીને તેમને જિલ્લા શિક્ષણાધિકારી તરીકે મૂકવામાં આવ્યા. તેઓ ભાવનગરના જ વતની હતા. નિવૃત્તિને થોડાં જ વર્ષ બાકી હતાં એથી સરકારે તેમને વતનનો લાભ આપ્યો હતો.

હું પાલનપુરથી આવું ત્યારે ક્યારેક ભટ્ટસાહેબ પણ મળવા આવતા. પ્રસ્તુત પ્રકરણ સાથે તેમને આટલો જ સંબંધ, પરંતુ તેમના વિશે થોડું વિગતે લખવાની લાલચ રોકી શકાતી નથી.

ઉપર 'સત્સંગ' શબ્દનો પ્રયોગ કર્યો એ અમસ્તો નહીં. ૮૦-૮૧ના થોડા મહિના સાથે હતા - એક જ મકાનમાં બે જુદી-જુદી ઑફિસો - ત્યારે રિસેસમાં તે મારી પાસે આવીને બેસતા. વડીલ હતા, મારે તેમની પાસે જવાનું હોય, પરંતુ આ તેમનો આગ્રહ હતો. વિનમ્રતા એવી, સૌજન્ય એવું કે મૂંઝવણ થાય એટલી હદે મને માન આપતા.

હું સમજું છું ત્યાં સુધી, આનું મહત્ત્વનું કારણ આ : હું સાહિત્યનો માણસ હતો.

વહીવટમાં જોડાયા એ પહેલાં, મને યાદ છે ત્યાં સુધી, ભટ્ટસાહેબ સરકારી પૉલિટૅક્નિક કૉલેજમાં અધ્યાપક હતા.

તેમનો વિષય મૅથેમૅટિક્સ. છતાં એ જમાનાની બલિહારી કે વાત-વાતમાં :

'શાકુન્તલ'ના અમુક અંકમાં શકુન્તલા પોતાની સખીને કહે છે : પ્રિયજનનું સઘળું પ્રિય જ લાગે છે. બોલવું-ચાલવું, બેસવું-ઊઠવું, પ્રેમ, ગુસ્સો...

પછી મૂળ સંસ્કૃત શ્લોક ટાંકે. ભગવદ્‌ગીતા જેવા ધર્મગ્રંથો એમ કાવ્યો, સ્તોત્રોમાંથી આખા ખંડ કંઠસ્થ.

આ સંજોગોમાં મારી દશા કેવી થતી હશે એની કલ્પના વાચકે કરવી રહી.

'ભટ્ટસાહેબ, પ્લીઝ...'

'ભવભૂતિએ કહ્યું છે કે...'

'કહ્યું હશે, મને એ વિશે શંકા નથી ભટ્ટસાહેબ, પરંતુ થોડી દયા રાખો તો સારું. હું રહ્યો સાહિત્યનો માણસ, મને આવું બધું ક્યાંથી આવડે? કૃપા કરી, સરળ ગુજરાતીમાં ભાષાંતર કરો, જેથી આ ગ્રામીણ જન...

* * *

૧૯૮૩થી ૧૯૮૭નાં વર્ષોમાં હું અમદાવાદ (શહેર)ના શિક્ષણાધિકારી તરીકે હતો એ દરમિયાન, સરકારી કામે ગાંધીનગર કે અમદાવાદ આવવાનું થાય ત્યારે ભટ્ટસાહેબ શક્ય હોય તો મારી ઑફિસે મળવા આવતા.

આ સૌજન્યને કેવી રીતે ભૂલી શકાય? આવા ઘણા સંબંધોની બાબતમાં મને લાગે છે કે સંબંધ મેં નહીં, સામી વ્યક્તિએ રાખ્યો હતો. સામે, તેમને તો હું કંઈ આપી શક્યો નહોતો.

પોતે નિવૃત્ત થયા એ પછી પત્રો આવતા રહ્યા. પત્રવ્યવહારમાં હું કેટલો નિયમિત રહ્યો એ કહી શકતો નથી.

વરસાદ હોય કે પત્રવ્યવહાર, શ્રાવણ ચિરકાળ સુધી ટકતો નથી. એકાદ ઝાપટું, થોડી ઝરમર, બે-ચાર ફોરાં.

બે પત્રો વચ્ચેના અવકાશ લંબાયે ગયા.

લાંબા, લગભગ દસેક વર્ષના ગાળા પછી અણધાર્યો પત્ર આવ્યો પબ્લિક સર્વિસ કમિશનના સરનામે. મને જણાવ્યું હતું, બધું છોડીને બિલખા આશ્રમમાં રહેવા આવી ગયો છું.

ભાષા અગાઉ જેવી સરળ, સ્પષ્ટ નહોતી. અડધું સમજાય, અડધું ન સમજાય. અક્ષરો પણ અગાઉનું સુરેખપણું ગુમાવી બેઠા હતા. ગદ્યનું પ્રમાણ ઓછું અને કવિતા (પદ્ય)નું પ્રમાણ વધારે.

આ લખતાં-લખતાં વચ્ચે ખુરશી પર ચડી માળિયેથી જૂના પત્રોનો થેલો ઉતાર્યો અને એ પત્ર શોધી કાઢ્યો. બરડ થઈ ગયેલા કાગળ, ઝાંખા પડી ગયેલા અક્ષરો. રંગ ઊડી ગયેલું, લગભગ અવાચ્ય લખાણ.

ભૂંસાવાની આ પ્રક્રિયા, દૂર જવું, ઓછા થવું, આછા થવું, ઓગળ્યા કરવું -

વિષાદ શબ્દ નાનો પડે છે.

સ્મરણો લખવાં એ કંઈ રમત થોડી છે?

**[ક્રમશઃ]**




# મુસ્લિમ ભક્ત-કવિઓનો શ્રીકૃષ્ણપ્રેમ

☐ પ્રા. જે. આર. વઘાશિયા

**વે**દકાલીન આર્ય-સંસ્કૃતિની પરંપરાનું પૂર્ણ મૂલ્યાંકન કરવામાં આવે તો એ સ્પષ્ટ થાય છે કે ઈશ્વરીય કે આધ્યાત્મિક તત્ત્વ એક સનાતન વિષય તરીકે માનવ-કાવ્યના વિષય બનતા આવ્યા છે. સમગ્ર માનવસમાજની ઈશ્વરદર્શન ઝંખના કે ઈશ્વરાનુભૂતિની તડપન, આર્ય-ઋષિઓના વેદમંત્રોમાં અને સાક્ષર-નિરક્ષર હૃદયોની સરળ, સહજ અને સ્વાભાવિક વાણીમાં શબ્દબદ્ધ થતી રહી છે. એટલે કે હૃદયના રસાતલમાંથી પરમાત્માના પ્રેમસભર નીતરતાં ભક્તિ-કાવ્યો પ્રગટ થતાં રહ્યાં છે.

આર્યાવર્તના ભક્ત-કવિઓએ પોતાનાં ભક્તિ-કાવ્યોમાં ઈશ્વરાન્વેષણની અનુભૂતિનો શબ્દદેહ બાંધ્યો છે. વિશ્વનાં

સર્વ રહસ્ય આચ્છાદિત પડદા ચીરી, એમાં રહેલાં નિગૂઢ સત્યો અને રહસ્યોને તેઓએ પોતાની પ્રતિભાથી નિહાળ્યાં છે, સાથોસાથ કોઈ અનિર્વચનીય પ્રેમ દ્વારા વિરોધક ગર્ભસ્થિતિમાં સમન્વય સાધી, શબ્દદેહ સ્વરૂપે નિજ અને પર પ્રભુને આરાધ્યા પણ છે. આવી આરાધ્યસ્થિતિમાં આ ભક્ત-કવિઓએ નાત-જાત, કોમ-ભોમ કે કર્મ-ધર્મના ભેદ ગણકાર્યા નથી. એક બાજુ હિંદુ સૂફી સંત-કવિઓએ માશુકના માધ્યમમાં અલ્લાહ-તાલાની આરાધના કરી છે, તો મુસ્લિમ ભક્તકવિઓએ પોતાનાં ગીતિ-કાવ્યો અને પુનિત પદોમાં શ્રીકૃષ્ણના સચરાચર સ્વરૂપની સમજ સ્પષ્ટ કરી છે. તેઓનો શ્રીકૃષ્ણભાવ, ગોપીભાવથી પણ વિશેષ છે. કણ-કણમાં પ્રગટ એવાં પરમ તત્ત્વોને તેઓએ શ્રીકૃષ્ણમાં નીરખ્યાં છે. અહીં વાતનો સાર એટલો જ કે કવિ ભારતેંદુ હરીશ્ચંદ્ર (૧૮૫૦-૧૮૮૫)એ શ્રીકૃષ્ણ પ્રત્યે વ્યક્ત કરેલો ભાવ *‘જહાં દેખો વહાં મૌજૂદ, મેરા કૃષ્ણ પ્યારા હૈ. ઉસી કા સબ હૈ જલ્વા, જો જહાં મેં આશ્કારા હૈ.’* જેવો જ આત્મીય ભાવ મુસ્લિમ ભક્ત-કવિઓમાં જળવાયેલો રહ્યો હતો.

હઝરત નિઝામુદ્દીન ઓલિયાના પ્રિય શિષ્ય અબુલ હસન યમીનુદ્દીન અમીર ખુસરો ઉર્ફે અમીર ખુસરો (૧૨૫૩-૧૩૨૫)એ ગુરુના કહેવાથી, સ્વને શ્રીકૃષ્ણમાં સમર્પિત અને શ્રીકૃષ્ણને અર્પિત કરતી એક અમર કાવ્યકૃતિની રચના કરી, જેમાં શ્રીકૃષ્ણનું પ્રત્યક્ષ નામ નહીં, પણ નટખટ નટવરના પ્રેમસ્વરૂપનું બિંબદર્શન દૃષ્ટિગોચર થાય છે. શ્રીકૃષ્ણની રાસલીલાના કેન્દ્રમાં રચાયેલી આ કાવ્યરચનાના અંશો આ પ્રમાણે છે :

એ રી સખી મૈં જો ગઈ થી પનિયા ભરન કો,
છીન ઝપટ મોરી મટકી પટકી મોસે નૈના
મિલાઈ કે.
છાપ તિલક સબ છીન લી રે મોસે નૈના
મિલાઈ કે.

૧૯મી સદીના એક નજૂમી કવિ મિયાં વાહિદ અલીએ શ્રીકૃષ્ણનું સ્વરૂપ મુખરિત કરી, સમસ્ત લોચનલોકનું ધ્યાન શ્રીકૃષ્ણમાં કેન્દ્રિત કરવા, ભક્તિભાવરૂપે ભરપૂર પ્રયત્નો કર્યા છે. તેમનો ભક્તિભાવ અગમની સરહદ પરથી છટકી જઈને, એ જે કૃષ્ણરૂપ છે એને નિગમની રણઝણરૂપે જ પામવાનો હતો. દ્વૈતની દૃષ્ટિથી શ્રીકૃષ્ણનાં સુંદર સ્વરૂપનું વર્ણન કરતાં મિયાં વાહિદ અલી કહે છે :

સુંદર સુજાન પર, મંદ મુસ્કાન પર,
બાંસુરી કી તાન પર, ઠૌરન ઠગી રહૈ.
ચંચલ સે તન પર, સાંવરે બદન પર,
નંદ કે લલન પર, લગન લગી રહૈ.

ઔરંગઝેબયુગના સૂફી કવિ આલમ શેખ (૧૬૮૩-૧૭૦૩), શ્યામ સમીપનું સામર્થ્ય ધરાવતા મસ્તીના કવિ છે. તેમનાં પદોમાં એક બાજુ રૂઢિબદ્ધ

ઢંગથી શ્રીકૃષ્ણની સુંદરતાનું વર્ણન છે, તો બીજી બાજુ શ્રીકૃષ્ણના રૂપ-પ્રભાવનો ઉપયોગ તેમણે સંયોગ અને વિયોગ એવી વિરુદ્ધ પરિસ્થિતિઓમાં કર્યો છે. કવિ કૃષ્ણસૌંદર્યનું વર્ણન અંગ-પ્રત્યંગ રૂપમાં કરતાં કહે છે :

મુક્તા મનિ પીત, હરી વન માલ,
નભ મેં સૂરચાપ પ્રકાશ કિયો જનું.
ભૂષન દામિની સે દીપિત હે,
ધુરવાસિત ચંદનખૌર કિયો તનુ.

અકબરની મુગલ સલ્તનત સમયના મુસ્લિમ કવિ સૈયદ અબ્દુલ જલીલ બિલગ્રામી ((૧૫૦૯-૧૬૦૮)ને મન શ્રીકૃષ્ણ તેમને માટે એક નિધિસ્વરૂપ છે. તેમને મન જીવનાનુભવનું સારતત્ત્વ એટલે જ શ્રીકૃષ્ણશરણ. ભક્તિના રૂપમાં થતાં જીવનના ભેદક અને વેધક રૂપો અપકૃત્યોમાં જ્યારે પાંગરે છે, ત્યારે પારાવાર પશ્ચાત્તાપનો એકમાત્ર માર્ગ શ્રીકૃષ્ણશરણ જ હોઈ શકે છે. કવિ કહે છે :

મન વચનકાયક નિશદિન અધમી કાજ,
કરત કરત મન મુરિગા હો મહારાજ.
બિલગ્રામ કો વસી મીર જલીલ,
તુમ્હારી શરણ ગહિ, ગાહ યે નિધિ શીલ.

અકબરના દરબારના નવરત્નો પૈકીના અબ્દુર્રરહીમ ખાનખાના ઉર્ફે રહીમ (૧૫૫૬-૧૬૨૭)ની ભક્તિભાવના સર્વતોમુખી રહી હતી, નહીં કે સંકુચિત. રહીમની કૃષ્ણભક્તિ, માધુર્ય કૌતકની ભક્તિ છે અને તેમાં ઈશ્વરશરણ અને આત્મસમર્પણની ભક્તિભાવનાનાં દર્શન થાય છે. રહીમ ઈશ્વરના અગમ-અગોચર સ્વરૂપને સ્વીકારતા નથી, કારણ કે આ પ્રથા અન્વયે નામોચરણ (નામોચ્ચારણ) માત્રથી સુખ-શાંતિ પ્રાપ્ય નથી. રહીમની ભક્તિભાવના, માનવતા સગુણોન્મુખ હોવાના કારણે વિશેષતઃ રામ-કૃષ્ણનાં નામ, સ્મરણ, ગુણ, કથન અને શ્રવણ પર અવલંબિત રહી છે. પોતાની માધુર્ય ભક્તિને કારણે રહીમ પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણના શીલ, સૌંદર્ય અને ઔદાર્યનું આર્ય-પરંપરામાં વર્ણન કરતાં કહે છે :

જિહિ રહીમ મન આપુનોં કીન્હોં ચતુર ચકોર,
નિસિ બાસર લાગ્યો રહે કૃષ્ણ ચંદ્ર કી ઓર.

પ્રેમોપોષક સૂફી અને સિદ્ધોપાસક યોગી હોવાના કારણે નબીબક્ષ 'ફલક'નું વ્યક્તિત્વ યોગ્ય સમતાવાળું પૂર્ણ રહ્યું. સ્વને હકીર અને ફકીર માની, પોતાનું સમગ્ર જીવન રાધા-કૃષ્ણને સમર્પિત કરનાર આ અલગારી ભક્ત-કવિ શ્રીકૃષ્ણ અને રાધાનો એકમાત્ર આધાર કે વિશ્વાસનું મહાત્મ્ય વર્ણવતાં કહે છે કે વિશ્વભરની હસ્તી માત્ર એક રાધિકાજીને ભરોસે જ ટકી છે.

નામ કે ભરોસે કોઉ, ગ્રામ કે ભરોસે કોઉ,
દામ કે ભરોસે કોઉ, કિરત કહાની કે.
વ્રજ હૈ ભરોસે સદા શ્યામ વ્રજરાજ કે તૌ,
'ફલક' ભરોસે એક રાધા-વ્રજરાની કે.

અકબરના સમકાલીન સૈયદ ઇબ્રાહીમ ઉર્ફે રસખાન (૧૫૪૮-૧૬૨૮) રીતિકાલીન રીતિમુક્ત

કવિ હતા. તેમનાં કાવ્યો કે પદો તેમનું કર્મ નહીં, પણ શ્રીકૃષ્ણ પ્રતિ ભાવાભિવ્યક્તિનો એકમાત્ર આશરો જ હતો. રસખાન શરીર-ઇન્દ્રિયોની સાર્થકતા એમાં માનતા કે જે ઈશ્વરોન્મુખ હોય. તેમનો આત્મા, પ્રાણ અને શ્વાસ-ઉચ્છ્‌વાસ હંમેશાં રાધા-કૃષ્ણના શુભ અને નૂતન પ્રેમ પ્રતિ સમર્પિત રહ્યા હતા. રસખાનના કાવ્ય-છંદોમાં શ્રીકૃષ્ણ પ્રતિ વિશુદ્ધ પ્રેમની અનુભૂતિ પ્રચુર માત્રામાં વ્યક્ત થાય છે. તેની અનાવૃત અભિવ્યક્તિ સ્વેચ્છાના માર્ગ પ્રતિ સંકેત કરે છે, નહીં કે સનાતન શાસ્ત્રીય માર્ગ પ્રતિ. શ્રીકૃષ્ણના સંરક્ષણમાં સ્વનું રક્ષણ કરતાં આ કવિ, સશક્ત ભક્તિનું ઉત્તમ ઉદાહરણ આ રીતે આપે છે :

કહા કરૈ રસખાની કો કોઉ ચોર લબાર,
જો પૈ રાખનહાર હૈ, માખન ચાખન હાર.

શ્રીકૃષ્ણની વેણુ-બંસીએ ભક્ત-કવિઓ અને દાર્શનિકોને નાદ-નિનાદનું ઘેલું લગાડ્યું છે. વેણુએ સાંસારિક સુખ એની સમક્ષ તુચ્છ છે એવો ભાવ-નિર્દેશ આપ્યો છે. વેણુને વિવિધ દાર્શનિક અવધારણાનું પ્રતીક માનવામાં આવી છે. એ શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મનું પ્રતીક છે અને વેદવાણીનું પ્રતિરૂપ છે. અજીમાબાદની પ્રખ્યાત મસ્જિદના મૌલવી મૌલાના આઝાદ શ્રીકૃષ્ણની વેણુ પર વારી જઈને કહે છે :

બજાનેવાલે કે હૈ યે કરિશ્મે,
જો આપ હૈ મહત્મ બેખુદી મેં.
ન રાગ મૈં હૈ ન રંગ મૈં હૈ,
જો આગ હૈ ઉનકી બાંસુરી મેં.

તેવી જ રીતે ‘ઉર્દૂ નઝમના પિતા' અને ‘ધર્મનિરપેક્ષતાના જ્વલંત ઉદાહરણ’ તરીકે પંકાઈ ગયેલા આગ્રાના વલી મુહમ્મદ ઉર્ફે નઝીર અકબરાબાદી (૧૭૩૫-૧૮૩૦) પણ મોહન-મુરલી પર ફિદા થઈ ગયેલા. તેઓ વાંસળીના સૂરમાં રાધા-કૃષ્ણના અલૌકિક પ્રેમનો નાદ અનુભવતા કહે છે :

જબ મુરલીધરને મુરલી કો અપની અધર ધરી,
ક્યા ક્યા પ્રેમ પ્રીતિ ભરી ઇસ મેં ધૂન ભરી.
લૈ ઉસ મેં રાધે-રાધે કો હર દમ ભરી ખરી,
જબ સુનનેવાલેં કહ ઊઠે જય જય હરી હરી.

મુસ્લિમ ભક્ત-કવિ હઝરત નફીશ ખલીલીએ, સાકાર ઉપાસનામાં, આરાધ્ય સ્વરૂપના ધ્યાન પર વિશેષ ભાવ વ્યક્ત કર્યો છે. શ્રીકૃષ્ણના અંગ-પ્રત્યંગનું ધ્યાન ધરતાં તેમનું હૃદય વિહ્વળ બને છે. તેમણે સ્વરૂપા ભક્તિને માર્ગે જ માનસિક વિકારનો વિનાશ અને પવિત્ર-સાત્ત્વિક ભાવનાનો ઉદય જોયો છે અને માણ્યો પણ છે. તેમણે પોતાના આરાધ્ય દેવ શ્રીકૃષ્ણની સુષમાનું સુંદર ચિત્રણ આ પ્રમાણે રજૂ કર્યું છે :

કનૈયા કી આંખે હિરન સી નશીલી,
કનૈયા કી શોખી કલી સી રસીલી.
કનૈયા કી છબિ દિલ ઉડા લેને વાલી,
કનૈયા કી સૂરત લુભા લેને વાલી.

કૃષ્ણ-કાવ્યની કવયિત્રીઓમાં મીરાંબાઈ

પછી પંજાબની મુસ્લિમ કવયિત્રી તાજ મુગલાની 'તાજ'નું સ્થાન કલાસૌષ્ઠવની દૃષ્ટિએ બીજું આવે. 'તાજ'ની ભક્તિભાવનામાં શ્રીકૃષ્ણનું માધુર્યમય વિરાટ રૂપ છે. તેની કૃષ્ણભાવનામાં નિર્ઝરણીનો ચંચલ વેગ નહીં, પણ સમતલ સ્થાનમાં પ્રવાહિત સરિતાનો શાંત-સ્નિગ્ધ પ્રવાહ છે. ઉપાસ્ય પ્રતિ તેની ભાવનામાં વિશ્વાસજન્ય સમર્પણ છે. તેના આ સમર્પણમાં આકુળતા અને વિહ્વળતા એટલી નથી, જેટલી આસ્થા અને શ્રદ્ધા છે. 'તાજ'ની દૃષ્ટિએ શ્રીકૃષ્ણ એક ખંતીલો અને ગમતીલો ઝંઝાવાત છે. શ્રીકૃષ્ણ પ્રતિ હૃદયમાં ઊભરાતી આસ્થા અને અવસ્થાનો આ ઉલ્લાસ, નક્ષત્રોની ગતિથી પણ અધિક પ્રબળ અને દૃઢ છે. કવયિત્રી 'તાજ'નો સરતાજ આવો છે :

દુષ્ટજન મારે, સતજન રખવારે 'તાજ',
ચિત્તહિતવારે, પ્રેમ પ્રીતિ કર વારા હૈ,
નન્દજૂ કો પ્યારા, જિન કંસ કો પછારા,
વહ વૃંદાવનવારા, કૃષ્ણ સાહબ હમારા હૈ.

શેખ રંગરંજન તે કવયિત્રી 'તાજ'ની અનુકાલીન કૃષ્ણ-ભક્તિની કવયિત્રી હતી. તેણે માધુર્ય ભક્તિ તથા આલંબન, કૃષ્ણ ઉપરાંત ભક્તિનાં અનેક પાત્રો પર પણ વ્યક્ત કર્યાં છે. શેખ રંગરંજન મધ્યયુગીન નારીઓમાં એક અપવાદ છે, જેણે જીવનની સમસ્ત આપત્તિઓને પદદલિત કરી, છિન્નભિન્ન કરી, પોતે આત્માઇચ્છિત ભક્તિભાવમાં સમર્થ થઈ શકી હતી. મીરાંનું નૈસર્ગિક વ્યક્તિત્વ, આત્મસંસ્કારોના પ્રભાવથી શ્રીકૃષ્ણની અમર સાધિકાના રૂપમાં અમર થઈ ગયું, તો શેખ રંગરંજનનું સાધારણ વ્યક્તિત્વ, રીતિયુગીન રસિકતામાં રંજિત થઈ, લૌકિક શૃંગારની સ્થૂળતાથી સ્થાપિત થયું. શેખ રંગરંજનની પદાવૃત્તિ દ્વારા ઉત્પન્ન થતા ભક્તિભાવને શ્યામના સંદર્ભમાં તપાસીએ :

નૈના દેવે શ્યામ કે તે, ચૈના કૈસે સુન ભાઈ,
બૈના સુનૈ તિમૈ કૈસે, નૈના દેખે જાત હૈ.

મુસ્લિમ ભક્ત-કવિઓમાં શ્રીકૃષ્ણપ્રેમના વિષયે એવી મીઠી મૂંઝવણ થાય છે કે કોને સમરીએ અને કોને વીસરીએ. ૧૬મી સદીના શાહ બુરહાનુદ્દીન 'જાનમ'એ શ્રીકૃષ્ણ પર 'સુખ સુહેલા' દોહા-ગ્રંથની રચના કરી હતી અને ૧૮મી સદીના ત્રણ સૂફી કવિઓ હઝરત શાહ તુરબ ચિશ્તી, વલી દખણી અને મીર અબ્દુલ વલી 'ઉજ્લત'એ તેમનાં કાવ્યોમાં શ્રીકૃષ્ણનાં ગુણગાન ગાયાં હતાં. શ્રીકૃષ્ણભક્તિમાં તલ્લીન એવા અન્ય મુસ્લિમ ભક્ત-કવિઓ જેવા કે શાહ બરકતુલ્લાહ, કાદીરબક્ષ, મુબારક અલી, મૌલાના ઝફર અલી ખાં, મુર્તુઝા અહમદ ખાં, અલી રઝા, અકબર શાહ વગેરેનાં કૃષ્ણ-ભક્તિભાવનાં પદોનું શ્રવણ કરીએ તો લાગે કે કાન પર કાનજીએ મોરપીંછ ફેરવ્યું છે! તેઓએ હૃદય મહમદ પયગંબરનું અને આત્મા મનમોહનનો,

તીર્થક્ષેત્ર મક્કાનું અને તીર્થધામ મથુરાનું, કર્મ કુરાનનાં અને ધર્મ પુરાણના - એમ હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિનો ગજબનો સમન્વય, શ્રીકૃષ્ણની આરાધના અને અલ્લાહ તાલાની પાક-નેક બંદગી દ્વારા કરી જાણ્યો છે અને માણી જાણ્યો પણ છે. ધર્મ અને ભક્તિના ક્ષેત્રે તેઓએ સંસ્કાર અને સંસ્કૃતિ, જાતિ અને જ્ઞાતિ, કોમ અને ભોમ, રીતિ અને નીતિ તેમ જ રૂઢિ કે રિવાજનું અવલંબન સ્વીકાર્યું નથી. તેઓએ અનુભવની ઉત્કટતા, સ્વબળનું સામર્થ્ય અને સમાજની સંપન્નતાના સહારે, પોતાની જીવંત ધાર્મિક સભાનતાને સમર્થ પ્રતિભાવંત શ્રીકૃષ્ણનો આધાર આપી, સર્વધર્મસમભાવ અને સર્વધર્મમમભાવનું નિર્માણ કર્યું છે.

અહીં મુસ્લિમ ભક્ત-કવિઓની કૃષ્ણભક્તિની સાથોસાથ, મુસ્લિમ કવિઓનો કૃષ્ણપ્રેમ અને કૃષ્ણદર્શન પણ જાણી-પિછાણી લેવા અત્યંત જરૂરી છે. શ્રીકૃષ્ણની અલક લટ પર વારી જઈને મુસાહિબ લખનવી કહે છે : 'લામ કે માનિન્દ હૈ ગેસૂ ઘનશ્યામ કે, વો સભી કાયર હૈ જો કાયલ નહીં ઇસ લામ કે.' તો શાયર અલી સરદાર ઝાકરીના શબ્દો છે : 'અગર કૃષ્ણ કી તાલીમ આમ હો જાએ, તો ફિત્નગરોં કા કામ તમામ હો જાએ.' સઈદ ફઝલ-ઉલ-હસન ઉર્ફે મૌલાના હસરત મોહાનીએ શ્રીકૃષ્ણને 'હઝરત શ્રીકૃષ્ણજી મહારાજ' તરીકે હૃદયમાં સ્થાન આપ્યું હતું. તેમની પ્રખ્યાત કવાલી 'રંગ'માં, કૃષ્ણભૂમિ ગોકુળને 'હર જર્રા સરજમીંન-એ-ગોકુલ વારા'નો ખિતાબ બક્ષી દીધો હતો. એટલું જ નહીં, પણ કૃષ્ણ-જન્મભૂમિ મથુરાનું મહાત્મ્ય વર્ણવતાં કહેલું કે 'હસરત કો ભી કુબૂલ હો મથુરા મેં હાજીરી, સુનતે હૈ આશિકોં પે તુમ્હારા કરમ હે ખાસ.' જ્યારે મુહમ્મદ શફી અલી ખાન ઉર્ફે બેકલ ઉત્સાહીએ 'ભાવ-સ્વભાવ કે મોલ મેં દો અક્ષર અનમોલ, નબી મેરા ઇતિહાસ હૈ કૃષ્ણ મેરી ભૂગોલ' કહીને એક નવો ઇતિહાસ રચી દીધો હતો. ઇન્શાઅલ્લાહ ખાન 'ઇન્શા'એ શ્રીકૃષ્ણનાં વસ્ત્રાભૂષણ પર વારી જઈને કહ્યું છે કે 'સાંવલે તન પે ગજબ ધજ હૈ બસન્તી શાલ કી, જી મેં હૈ કહ બૈઠિયે અબ જય કન્હૈયા લાલ કી.' પ્રખ્યાત કવિ હાકિઝ જલંધરીએ તેના ઉર્દૂ કાવ્ય 'ક્રિશ્ન કનૈયા'માં શ્રીકૃષ્ણનો મહિમા ગોપીરાસ, દ્રૌપદી-ચીરહરણ અને મહાભારત યુદ્ધના કેન્દ્રમાં વર્ણવ્યો છે અને શ્રીકૃષ્ણની બંસીના સૂરને 'નશા હૈ ના મય હૈ, કુછ ઔર હી શય હૈ' તરીકે બિરદાવ્યો પણ છે. વિશેષ, સઈદ સુલતાન કવિએ જીવનચરિત્ર કાવ્ય-ગ્રંથ 'નબી બંગશ' (૧૫૮૪)માં શ્રીકૃષ્ણને 'નબી'નો ખિતાબ આપ્યો છે અને ખ્વાજા હસન નિઝામીએ તેમનો ગ્રંથ 'ક્રિષ્ન બીતી' ઉર્ફે 'ક્રિષ્નજીવન'માં,

યોગેશ્વર-રસેશ્વર શ્રીકૃષ્ણની જીવનગાથા આલેખી છે.

અખંડ ભારતના નવાબી શાસનની તવારીખનું સિંહાવલોકન કરીએ તો લખનઉ-ઇતિહાસના વિશેષજ્ઞ રોજી લેવેલિન જોન્સે 'ધ લાસ્ટ કિંગ ઑફ ઇન્ડિયા'માં લખ્યું છે કે 'અવધના નવાબ વાજિદ અલી શાહ પ્રથમ મુસ્લિમ નવાબ હતા કે જેણે ૧૮૪૩માં 'રાધા-કૃષ્ણ' નાટકનું દિગ્દર્શન કર્યું હતું. તેઓ એટલા શ્રીકૃષ્ણપ્રેમી હતા કે તેના દીવાનાઓ નવાબને 'કન્હૈયા' નામથી પણ બોલાવતા હતા. વિશેષ, ફક્ત મુસ્લિમ ભક્ત-કવિઓ કે સાહિત્યિક કવિઓમાં જ નહીં, પરંતુ મુસ્લિમ જનસમાજમાં પણ શ્રીકૃષ્ણનું નામ ગુંજતું હતું. આજે પણ ભારત દેશના મુસ્લિમ બહુમતી ધરાવતા ગ્રામીણ વિસ્તારો કે જ્યાં 'સોહર ગીત' પ્રચલિત છે ત્યાં મુસ્લિમ બહેનો બાળકના જન્મ પર 'દ્વારે પર ખબર જનાઓં કિ નંદલાલ ભુઈયાં ગિરે હૈ' તેમ જ 'ઉગા કિશનતારા મદીને મેં'નું મંગળ સંઘગાન મધુર કંઠે ગાઈને ચહુદિશ રેલાવે છે. અને છેલ્લે, ભારતેંદુ હરીશ્ચંદ્રજીએ પોતાની ભક્તમાલના ઉત્તરાર્ધમાં મુસ્લિમ ભક્ત-કવિઓ-કવયિત્રીઓની શ્યામ-સમીપતા પ્રતિનું વિહંગાવલોકન કર્યા બાદ, ભાવવિભોર થઈને કહ્યું હતું કે 'ઇન મુસલમાન હરિજનન પૈ, કોટિન હિંદુ વારિએ.'





જ્ઞાની શ્રી ધીરજરામ શાસ્ત્રીજી અને વિજ્ઞાની ડૉ. પંકજ જોશી, ૧૯૭૧

# જ્ઞાની અને વિજ્ઞાની

## એક વૈશ્વિક સંવાદ

☐ **ડૉ. પંકજ જોશી**

**૨૯. કર્મનો સિદ્ધાંત :**

શાસ્ત્રીજી સાથે કર્મ અને એનું ફળ, પ્રારબ્ધ અને પુરુષાર્થ, જુદાં-જુદાં કેવાં કર્મોમાં જાણ્યે અને અજાણતાં માણસ કેમ અને કેવી રીતે ખેંચાતો હોય છે, આ બધા વિષયો વિશે અવારનવાર વાતો અને ચર્ચાઓ થતી.

એકવાર તેમણે આ વિશે સ્પષ્ટ અને વિગતે સમજાવ્યું, “ઘણા લોકો એવું કહે છે કે અમારાં તો નસીબ જ ઊલટાં છે. અમે ગમે એ કરીએ પણ એમાં કંઈ સારું પરિણામ આવતું જ નથી. પછી તેઓ કહે છે કે ખોટી મહેનત કરવાનો કંઈ અર્થ છે નહીં, છોડી દેવું, પરંતુ તેમની આ વાત ખોટી છે. જે કોઈ ક્રિયા કરી હોય એનું ક્રિયા પ્રમાણે અવશ્ય પરિણામ આવે જ છે. આ નિયમ છે. જ્યારે તમે કંઈ ક્રિયા કરો, કર્મ કરો કે મહેનત

કરો અને એનું પરિણામ તમારા ધાર્યા પ્રમાણે અથવા માન્યા પ્રમાણે ન આવે તો એનો અર્થ એવો સમજવો કે ક્રિયા બરાબર થઈ નહોતી, યોગ્ય દિશામાં નહોતી અથવા પૂરતા પ્રમાણમાં થઈ નથી. ક્રિયા હોય અને એનું પરિણામ ન હોય એવું કદી બનતું નથી.”

આટલું કહીને પછી તેમણે જીવનમાં પુરુષાર્થનું મહત્ત્વ વિગતે સમજાવ્યું. તેમના કહેવા પ્રમાણે વ્યવહારજગતમાં કોઈ-કોઈ જગ્યાએ કે અનેક જગ્યાએ વ્યક્તિ અને સંયોગો પ્રમાણે પ્રારબ્ધ અથવા પરિસ્થિતિઓનું મહત્ત્વ ભલે જણાતું હોય, પરંતુ જીવનની ઉન્નતિ કરવામાં અથવા તો પરમાર્થ સાધવામાં તો હંમેશાં પુરુષાર્થ જ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. જેટલો પુરુષાર્થ વિશેષ એટલી સિદ્ધિ વધુ ઝડપી થાય.

બાપાની આ વાત આમ તો એક રીતે સહજ અને સરળ જણાય છે, પરંતુ ખરેખર જોવા જઈએ તો એમાં ઊંડાણ ઘણું છે અને વારંવાર વિચાર કરીને એ સમજવું પડે તથા સમજ્યા પછી આપણા મનમાં આખીયે વાત બેસાડવી પડે એવું છે. ક્રિયા બરાબર કરવી એટલે શું અને એમ કરવું હોય, એ યોગ્ય દિશામાં કરવી હોય તો એને માટે તો સૂક્ષ્મ બુદ્ધિ અને યોગ્ય સમજણ તથા જાગૃતિ જોઈએ. વળી જે ક્રિયા અથવા કર્મ કરતા હોઈએ એ પૂરતા પ્રમાણમાં કરવા માટે ઘણીબધી ધીરજ પણ જોઈએ. જો આ બધા ગુણો કેળવ્યા ન હોય તો માત્ર ઇચ્છા કરો અથવા તો કલ્પનાઓ અને જે કંઈ કરવું છે અથવા મેળવવું છે એને માટે ભલે મોટા-મોટા વિચારો ઘડી કાઢ્યા હોય, પણ પછી કરવા બેસો ત્યારે અધીરા થઈ જાઓ, વિચાર વગર કામ કરો, તો પછી યોગ્ય પરિણામ તો મળે નહીં!

પછી પોતાની ઇચ્છાનો ભંગ થાય એટલે સ્વાભાવિક રીતે જ નિરાશા થાય અને ગુસ્સો આવે. એનાં કારણો શોધવા જવામાં પોતાના તરફનું આંતરનિરીક્ષણ થવાને બદલે અથવા કરવાને બદલે સ્વાભાવિક રીતે જ અન્ય પર દોષ ઢોળવાની વૃત્તિ જાગી ઊઠે. સામાન્ય માણસ માટે આ સ્વાભાવિક પણ છે, કારણ કે પોતાના દોષ કે ખામી જોવી કે જાણવી એ અઘરું કામ છે. બીજી બાજુ, એ અન્ય પર કે સમાજ પર કે પરિસ્થિતિ પર જવાબદારી ઢોળી દેવી એ તો કોઈ મહેનત વગરનું કામ છે!

એક વખત આ વિશે એક ઘણી રસપ્રદ ઘટના અમે રાજુલા બાપાને મળવા ગયા ત્યારે બનેલી. સામાન્ય રીતે તો હું એકલો જ તેમને ઘેર જતો હોઉં. પછી બે કે ત્રણ દિવસ કે જે શક્ય હોય એટલું રોકાઈ પાછા ફરવાનું અને પછી ભાવનગરથી મુંબઈ જવાનું બને, પરંતુ આ વખતે અમે થોડા લોકો સાથે હતા. એમાં મારા મોટા મામા શ્રી બિપિનભાઈ યાજ્ઞિક, મામી તથા અન્ય

કેટલાક સંબંધી પણ સાથે હતા, ત્યારે શાસ્ત્રીજીને ભેટ કરવા માટે સારી જાતના પેંડા ખરીદીને લીધેલા. ત્યાં પહોંચ્યા અને સહુ એકસાથે બેઠા અને તેમને મીઠાઈ અર્પણ કરી, ત્યારે શાસ્ત્રીજીએ મને બોલાવ્યો અને પોતે પેંડાની એક કટકી ચાખીને પછી ખોખું મારા હાથમાં આપ્યું અને કહ્યું કે હવે તું બધાને આમાંથી પ્રસાદ આપ. મેં તેમની પાસેથી પેંડાનું બૉક્સ મારા હાથમાં લીધું. પછી જઈને એક પછી એક બધાંને ધરવા લાગ્યો, એમાંથી પેંડા લેવા માટે, ત્યારે એકદમ જ ગંભીર થઈને બાપા બોલ્યા, "મેં તને શું કહ્યું છે? સહુને પ્રસાદ આપવાનું કહ્યું છે, બધાને ધરવાનું કહ્યું નથી. ક્રિયા બરાબર સમજી લેવી જોઈએ અને એ પ્રકારે જ એ થવી જોઈએ!"

સામાન્ય રીતે તો શાસ્ત્રીજીની બધી જ વાતો ભલે ગહન હોય તો પણ હંમેશાં સહજ અને હળવાશપૂર્ણ હોય. આટલી ગંભીરતા કે વજનથી તો તેઓ કોઈ વાર જ વાત કરે. એમાં પણ આ તો બધાના દેખતાં અને સમૂહમાં મને તેમણે આ રીતે સૂચન કે ટકોર કરી. આનાથી મને એ વખતે તો જરા આંચકો પણ લાગ્યો. અલબત્ત, પછી તરત તેમણે કહ્યું એ પ્રમાણે મેં સહુને ધરવાને બદલે મારા હાથે પેંડા આપવાનું શરૂ કર્યું. જોકે એટલું તો મને ત્યારે પણ સમજાયું કે મારી શરૂઆત જ ખોટી થઈ હતી એટલે પાછળથી જે સુધારો કર્યો એમાં જે કામ યોગ્ય રીતે ના થયું એમાં કંઈ સુધારો થઈ જાય નહીં, પણ હવે એ તો જે હોય એ અને થયું એ થયું એમ માનીને કામ આગળ ચલાવ્યું!

અહીં કોઈને સ્વાભાવિક પ્રશ્ન થાય કે એમાં શી મોટી વાત છે, તમે આપો કે પેંડા ધરો એમાં શું ફેર પડે છે? મૂળ વાત એવી છે કે વિશ્વમાં જે ઘટનાઓ બનતી હોય એમાં આપણને એવું લાગે કે આ તો સાવ નાનામાં નાની ક્રિયા અથવા નજીવી વાત છે, પરંતુ વાસ્તવમાં એમાં જેને આપણે જોઈ શકતાં નથી, જાણી શકતાં નથી અથવા સમજી શકતાં નથી એવાં અનેક સૂક્ષ્મ રહસ્યો છુપાયેલાં હોય છે. આ સંદર્ભમાં ઉપરની ઘટના વિશે જરા વિશેષ વિચાર કરીએ તો કદાચ સમજાય કે શાસ્ત્રીજીની વાતમાં કંઈક ગહન રહસ્ય અને વિજ્ઞાન છુપાયેલું હોઈ શકે.

આ વાતને કંઈક આવી રીતે સમજાવી શકાય. આપણે સૌ જાણીએ છીએ કે જુદી-જુદી દિશામાં વિવિધ પુરુષાર્થ કરતાં, મહેનત કરતાં, આપણે જુદી-જુદી શક્તિઓને પામી શકીએ છીએ. સાદો દાખલો લઈએ તો એક પહેલવાન મહિનાઓ સુધી, વર્ષો સુધી યોગ્ય શરીરશ્રમ તથા કસરત કરીને પોતાના સ્નાયુઓ તથા શરીરને ખડતલ અને મજબૂત બનાવે છે. તો તેની મહેનત અથવા પુરુષાર્થને કારણે તેની અંદર શરીરની એક વિશિષ્ટ શક્તિ ઉત્પન્ન

થઈ. આ વાત આળસુ અને પ્રમાદી અથવા તો હંમેશાં સૂઈ-બેસી રહેનારા માણસોમાં કદી જોવા નહીં મળે. આવી જ રીતે સતત એકાગ્રતાથી વિદ્યાને પ્રાપ્ત કરનાર અથવા કોઈ એક વિષયમાં ઊંડા ઊતરનાર વિદ્યાર્થીની પાસે ગણિત અથવા જ્ઞાન અથવા સાહિત્ય આ વિશે કંઈક નવી જ શક્તિઓ જન્મે છે. એના કારણે સામાન્ય માણસ ન જોઈ શકે એવાં કુદરતનાં રહસ્યોને તે જુએ અથવા તો સમજે છે. આ તો સાદા અને તરત સમજી શકાય એવા દાખલાઓ થયા. પહેલવાન કે વિદ્યાર્થી જે કરે છે એને એક પ્રકારનું તપ જ કહી શકાય. આનાથી આગળ જઈએ તો આપણે ત્યાંના પ્રાચીન ગ્રંથોમાં વિવિધ પ્રકારની તપશ્ચર્યા દ્વારા અને વિશિષ્ટ વિધિ-વિધાનો દ્વારા કે યોગ્ય કર્મ દ્વારા વિશિષ્ટ શક્તિઓ અથવા તો વિશિષ્ટ સિદ્ધિઓ ઉત્પન્ન થવાનાં અનેક દાખલા, ઉદાહરણો અપાયેલાં છે. આવી વિશિષ્ટ સિદ્ધિઓવાળી વ્યક્તિઓ જ્યાં જાય અથવા તેઓ જે કરે એમાં તેમની વિશેષ શક્તિઓ સહજ રીતે જ દેખાઈ કે જણાઈ આવે છે. આવા શક્તિપુંજ રૂપ વ્યક્તિઓના સંપર્કમાં આવતાં તેમની શક્તિઓ અને વિશેષતાઓનો આપણને સહજ લાભ અથવા સ્પર્શ પણ મળે છે. એનો કંઈક વિશેષ અનુભવ થાય છે.

આવા સંદર્ભમાં જોતાં એવું પણ બની શકે કે જ્યારે તેમને મીઠાઈનું બૉક્સ ધરવામાં આવ્યું અને તેમણે એનો સ્પર્શ કરી એમાંથી મીઠાઈ ગ્રહણ કરી ત્યારે પોતાના કેવળ સંકલ્પ માત્રથી પણ શાસ્ત્રીજીએ એમાં એક વિશેષ શક્તિ મૂકી હોય. એ શક્તિ શું છે, કેવી છે, આવું બની શકે કે કેમ, એની ચર્ચામાં આપણે અત્યારે ન જઈએ તો પણ એટલું તો સમજી શકાય એવું છે કે આ કોઈ અસત્ય અથવા તો અસંભવ એવી વાત નથી. જેમ કે કોઈ બૅટરીને વિદ્યુતની સાથે જોડી દઈએ એટલે એ અનાયાસે ચાર્જ થવા લાગે છે. એ બૅટરીમાં ત્યારે નવું કામ કરવાની નવી શક્તિનો પ્રવેશ થઈ જાય છે. કંઈક એના જેવી જ આ વાત છે. આપણે અહીં કહેવાનું કે સમજવાનું એટલું જ છે કે આ વિશ્વમાં અનેક વિવિધ શક્તિઓ કાર્ય કરી રહી છે. આટલી વાત તો આજનું વિજ્ઞાન પણ જાણે છે અને માને છે. આ શક્તિઓના યોગ્ય ઉપયોગ દ્વારા જ આપણે માનવજાતિને માટે ઉપયોગી એવાં સાધનો અને ઉપાયો શોધ્યાં છે. અલબત્ત, ઘણીવાર આ શક્તિઓનો નકારાત્મક ઉપયોગ પણ થાય છે, પણ એ અલગ વાત છે.

હવે પૉઝિટિવની સાથે નૅગેટિવ ચાર્જ અથવા વીજભાર પણ હોય છે. આ રીતે કેટલાક લોકોની પાસે ઉત્તમ આંદોલનો હોય, તો ઘણાની પાસે તેમનાં વિવિધ કર્મોને કારણે નબળાં આંદોલનો પણ હોઈ શકે. મીઠાઈના બૉક્સમાં જે

વિશિષ્ટ આંદોલન અથવા તો શક્તિ શાસ્ત્રીજીએ મૂકી હોય અથવા તો એક પ્રકારનો જે ચાર્જ તેમણે મૂક્યો હોય એ જાળવીને સૌને એનો ફાયદો થાય એ માટે એ પ્રસાદ સહુને આપવાનો હતો. આ કાર્ય કરવાનું તેમણે મને સોંપ્યું. હવે એ બરાબર સમજી એ પ્રકારે કરવાને બદલે મેં તો બધાને મીઠાઈનું ખોખું ધરવા માંડ્યું. આમ સઘળા એમાં પોતપોતાના હાથ નાખવા લાગે તો એના દ્વારા કોઈના નૅગેટિવ આંદોલનો હોય જેનો પણ પ્રવેશ થાય. તો પછી સૌને જે શક્તિનો લાભ મળવો જોઈતો હતો એ મૂળ હેતુ અને કાર્ય સફળ થાય નહીં. આ કારણે જ બાપાએ આવી કડક સૂચના મને આપી કે શું કરવાનું છે એ બરાબર સમજી લેવું જોઈએ અને એ પ્રકારે જ ક્રિયા થવી જોઈએ.

આપણે પોતાને પણ ઘણા પ્રસંગોમાં આવું જ થતું હોય છે. આપણો ઇરાદો અથવા હેતુ ખરાબ નથી હોતો, પરંતુ સૂક્ષ્મ બુદ્ધિથી સમજીને જે પ્રકારે અને યોગ્ય રીતે ક્રિયા થવી જોઈએ એ આપણે કરતા નથી. આ કારણે જ પછી પરિણામ પણ આપણે મનમાં વિચાર્યું હોય અથવા ધાર્યું હોય એવું મળતું નથી. પછી વિશ્વના વૈજ્ઞાનિક નિયમોની સમજણ તો આપણને પાકી હોય નહીં અને એ કારણે આપણે ધારી વસ્તુ ન મળતાં દુઃખી થઈએ છીએ. એ રીતે દુઃખ કરીને આપણો કીમતી સમય વ્યર્થ બરબાદ કરવાને બદલે યોગ્ય ક્રિયા કેમ કરવી એ શીખવામાં આપણા સમયનો સદુપયોગ કરવાનો છે.

આ સંદર્ભમાં પશ્ચિમના કોઈ તત્ત્વજ્ઞાનીએ કરેલી એક વાત સહજ યાદ આવી જાય છે. તેમણે કહ્યું કે સારું અને ખરાબ એવું બધું કંઈ હોતું નથી. વિશ્વમાં બે જ વસ્તુઓ છે, ઍક્શન એટલે કે કર્મ અને કૉન્સિક્વન્સિસ, એટલે કે એનાં પરિણામો. આમ ક્રિયા અને પરિણામ આ બે જ વસ્તુ અસ્તિત્વ ધરાવે છે!

જો આ વસ્તુને યોગ્ય રીતે સમજી લઈએ તો સ્વાભાવિક રીતે જ રોજબરોજની ઘટનાઓમાં કે આપણી સિદ્ધિઓમાં રાજી થવાનું અથવા તો નિષ્ફળતાઓમાં ફરિયાદ કરવાનું કે દુઃખી થવાનું કોઈ કારણ રહેતું નથી! જે સફળતાઓ થઈ છે એ યોગ્ય ક્રિયાઓને કારણે થઈ છે. બ્રહ્માંડમાં યોગ્ય પ્રક્રિયાઓને તમે તમારા પુરુષાર્થ દ્વારા, ઍક્શન દ્વારા વેગ આપી દીધો. પછી ક્રિયા પ્રમાણે પરિણામ તો આવવાનું જ હતું, કારણ કે એ તો બ્રહ્માંડનો નિયમ છે. બીજી બાજુ, જો તમે ધાર્યું હતું એવી સફળતા કે પરિણામ મળ્યું નહીં તો સમજવાનું કે તમારી ક્રિયા બરાબર નહોતી. પછી યોગ્ય રીતે ક્રિયા કેમ કરવી એ શીખવામાં તમારે મહેનત કરવાની રહે.

**[ક્રમશઃ]**




# એક સાઇકિએટ્રિસ્ટની ડાયરી-૧૬

☐ ડૉ. આનંદ નાડકર્ણી ☐ અનુ.: અમી ભાયાણી, ડૉ. શેફાલી થાણાવાલા

## દેશ-વિદેશના રઘુનાથ વિરુદ્ધ મારો-તમારો સુપરઇગો

**મા**રી સામે બેઠેલા છોકરાની ઉંમર હતી બરાબર સાડાઅઢાર વર્ષ. તે મેડિકલના પહેલા વર્ષનો વિદ્યાર્થી હતો. સખત અભ્યાસ અને ગળાકાપ સ્પર્ધા આ બન્ને વચ્ચેના સંઘર્ષમાં ક્યાંક ભૂલા પડી ગયા હોવાની લાગણી, ભાંગી પડેલો આત્મવિશ્વાસ જેવી માનસિક સ્થિતિની સારવાર માટે તે મારી પાસે આવતો. માનસોપચારના એક સત્ર દરમિયાન ચર્ચાનો વિષય કિશોરાવસ્થા ભણી ફંટાયો ત્યારે તે બોલ્યો, "ભણવામાં મારો સ્ટૅમિના ઓછો થઈ ગયો એનું કારણ મને મળી ગયું... 'એ' ગંદી ટેવ છે." હસ્તમૈથુનની તથાકથિત ગંદી ટેવ વિશે એક વૈદ્યકીય વિદ્યાર્થીના મોઢે હું સાંભળી રહ્યો હતો. "મારાથી મોટી હોય એવી છોકરીઓ સાથે હું સહજતાથી વાત કરી શકું છું, પરંતુ મારી જ ઉંમરની અથવા તો મારાથી નાની હોય એવી છોકરીઓ સાથે વાત નથી કરી શકતો," તેણે કહ્યું.

"પણ કેમ?" મેં પૂછ્યું.

"તેમને કદાચ લાગે કે આ છોકરો 'લપેટવા' માગે છે."

"તું તારા વિચારોને તેમની ઉપર શું કામ પ્રોજેક્ટ કરે છે, પ્રતિબિંબિત કરે છે?" મેં તેને કહ્યું, "તારી સ્ત્રીઓ તરફ જોવાની દૃષ્ટિ અને હસ્તમૈથુનની નૈસર્ગિક ક્રિયા માટેનો તારો અપરાધભાવ, આ બન્નેનું મૂળ કારણ એક જ છે એ તને સમજાય છે?"

તેને સમજાયું પણ તેણે સ્વીકાર્યું નહીં. સુપરઇગો નામના એક મહામુશ્કેલ માનસિક પ્રદેશ પર વિજય મેળવવાનું એટલું સરળ ઓછું જ છે?

લગ્ન થયાં ત્યારથી લઈને તે છ મહિના સુધી તેને અવારનવાર, રોકી ન શકાય તેવી હેડકીઓ આવતી. એક વાર શરૂ થયા પછી એકાદ-બે કલાક સુધી રોકાતી નહીં. ગામના ડૉક્ટરના ઉપચારથી થોડાક દિવસ સારું લાગતું, પણ ફરી પાછું જૈસે થે! મુંબઈ આવીને 'મોટી' હૉસ્પિટલમાં ઇલાજ કરાવવા માટે તે મારી પાસે આવ્યો. તેના પાચનતંત્રમાં તો કોઈ જ બગાડ ન હતો. માનસિક તપાસ દરમિયાન એક જખમ પર પ્રકાશ પડ્યો. લગ્નના દિવસથી લઈને તે આજ દિવસ સુધી તે એક વાર પણ સફળ રીતે સંભોગ કરી શક્યો નહોતો. સંભોગ વખતે પત્નીને ખૂબ પીડા થતી. તેના ગામના ડૉક્ટરના કહેવા મુજબ પત્નીનો યોનિમાર્ગ નાનો હતો અને તેને ઑપરેશન દ્વારા મોટો કરાવવો જરૂરી હતું. એને માટે જ તેણે એને પિયર મોકલી હતી. મેં તેને, પત્નીને તાત્કાલિક પાછી બોલાવી લેવાનું કહ્યું. નસીબજોગે તેની શસ્ત્રક્રિયા લંબાવવામાં આવી હતી. અમારી કે.ઈ.એમ. હૉસ્પિટલની સ્ત્રીરોગ નિષ્ણાતે તેને તપાસીને એવું નિદાન કર્યું કે એનો યોનિમાર્ગ એકદમ બરાબર હતો. સંભોગ વખતે યોનિમાર્ગ ફરતેના સ્નાયુઓ એકદમ સંકોચાઈ જતા. આને 'વજાઇનીસ્મસ' કહે છે. સંભોગ માટેનો ભય, ગેરસમજ, અજ્ઞાન જેવા કારણે આવું થઈ શકે. આને માટે કોઈ જ શસ્ત્રક્રિયાની જરૂર નથી હોતી. ત્યારબાદ આ દંપતી સાથે મેં સ્ત્રી-પુરુષ સંબંધ, લૈંગિકતા જેવા વિષયો પર વિસ્તારથી ચર્ચા કરી. આશ્ચર્યની વાત એ કે બન્નેની ફરિયાદો દૂર થઈ ગઈ. તેણે તો કહ્યું પણ ખરું, "વચ્ચે જ એકાદ-બે વાર હેડકી આવી, પણ જેવું અમે ચુંબન લેવાનું ચાલુ કર્યું, હેડકી બંધ થઈ ગઈ."

આના પછીની ઘટનાઓ વધારે મહત્ત્વની છે. પોતાના ગામે પાછા જઈને નિત્યક્રમ ચાલુ કર્યા બાદ તેને ફરીથી બે-ત્રણ વખત હેડકીની તકલીફ થઈ હતી એવું તે જણાવે છે, પરંતુ તેની પત્નીને કોઈ જ પ્રકારની સમસ્યા ન હોવાનું પણ કહે છે. જ્ઞાન આપવું એ જો આપણા હાથમાં હોય તો પણ વ્યક્તિની લૈંગિક દૃષ્ટિ કેટલી, ક્યારે, કઈ રીતે

બદલાશે એનું અનુમાન બાંધવું મુશ્કેલ છે. વ્યક્તિના સુપરઇગોને કેટલીક મર્યાદાઓ હોય છે, એ વ્યક્તિને પોતાને પણ ક્યારેક સમજાતું નથી હોતું.

"ડૉક્ટર, તમે જે કંઈ પણ કહો છો એ બધું જ હું તેને ઘરમાં સમજાવીને કહું છું, પણ તેનું હૉસ્પિટલમાં આવવું જરા..." નજર નીચી કરીને તે ગૃહસ્થે કહ્યું. તેમને શીઘ્રપતનની સમસ્યા હતી. શીઘ્રપતન એટલે નક્કી શું એ જો સમજવું હોય અને એને માટેની સારવાર લેવી હોય તો પતિ-પત્ની બન્નેનું સાથે આવવું જરૂરી છે એ હું તેમને સમજાવી રહ્યો હતો.

"તમને શીઘ્રપતનની સમસ્યા છે એવા નિષ્કર્ષ પર તમે કઈ રીતે આવ્યા?" મેં પૂછ્યું. તે ભાઈ જરા થોથવાયા, "યોની-ઇન્દ્રિયના સમાગમ પછી ઓછામાં ઓછી વીસ મિનિટ સુધી વીર્યપાત ન થાય એ જ પુરુષત્વનું સાચું પ્રતીક."

"ફક્ત યોની-ઇન્દ્રિયનો સમાગમ એટલે જ સફળ પુરુષાતન?" મેં શાંતિથી પૂછ્યું.

આ સુપરઇગોની ભાંજગડ શી છે એ હવે કહી જ દેવું જોઈએ. સિગ્મંડ ફ્રૉઇડના કહેવા મુજબ આપણા મનના ત્રણ ભાગ છે. સમજો કે એક ડુંગળીનો આપણે ઊભો છેદ લઈએ તો એનો ગર અને વલયાકારમાં એને ઘેરી લેતી પરતો દેખાશે. ફ્રૉઇડની ભાષામાં કહીએ તો મનરૂપી ડુંગળીનો ગર એટલે 'ઇગો'. આ ગર જ બધી મૂળભૂત ઊર્મિઓનું સ્થાન છે. એમાંની એક ઊર્મિ એટલે લૈંગિકતા. આ ઊર્મિ જો એના મૂળ સ્વરૂપમાં ઉછાળો મારે તો કંઈ જ સાધ્ય નથી થતું અને એટલા માટે જ, આ મૂળભૂત ઇચ્છાઓ અને એની આસપાસની વાસ્તવિકતા પ્રમાણે એ ઇચ્છાઓનું નિયમન કરનારો મનનો એક ભાગ એટલે કે 'ઇગો' ખૂબ જરૂરી છે ('ઇગો' એટલે રોજિંદી ભાષામાં વપરાતો અહંકાર નહીં), પરંતુ આ ઇગોને પણ અતિક્રમી જતું એવું એક નિયંત્રણ આવશ્યક છે. સારા-નરસાનો વિચાર, સદસદ્વિવેક, સંસ્કાર, નૈતિકતા જેવાં વિવિધ નામોથી ઓળખવામાં આવતું આ આવરણ એટલે 'સુપરઇગો'. મનના ગર્ભ પર સુપરઇગોની આ પરતો ચડે છે કઈ રીતે? આ એક ખૂબ મોટી પ્રક્રિયા છે; એક રૂઢિ છે.

તાત્પૂરતી આપણે માત્ર લૈંગિકતા સાથે સંકળાયેલા સુપરઇગોની વાત કરીશું. એના ઘડતર પાછળનો મૂળભૂત સિદ્ધાંત એ છે કે લૈંગિકતાની અભિવ્યક્તિ જરૂરી હોવા છતાંય આનંદદાયક હોવી જ જોઈએ એવું નથી. જો એ અપરિહાર્ય હોય અને એક વિશિષ્ટ ચોકઠામાં બંધબેસતી હોય તો જ એ અભિવ્યક્તિ સારી અથવા તો યોગ્ય! હવે આ સારું અને ખરાબ એ નક્કી કોણ કરે? એટલે આવે વખતે વ્યક્તિગત સુપરઇગો સમાજના

સુપરઇગોના હાથમાંનું એક રમકડું બનીને રહી જાય છે. અજાણતાં જ પ્રસ્થાપિત મૂલ્યોનો એક ભાગ બની જાય છે. સમાજની એકાદ બંડખોર વ્યક્તિ આ વર્ચસ્વને સ્વીકારવાનું નકારે છે. તેને બીજા અનેક લોકોનો સાથ મળે છે અને સુપરઇગોનો એક નવો પ્રવાહ અસ્તિત્વમાં આવે છે.

લૈંગિકતા વિશેની પ્રસ્થાપિત માન્યતા પ્રમાણે લૈંગિક અભિવ્યક્તિનું સ્વાતંત્ર્ય અને એની નિર્બંધ અભિવ્યક્તિ એ બન્ને એક જ વાત છે. આ એક પાયા પર સંપૂર્ણ ઇમારત ચણવામાં આવે છે. બીજું મહત્ત્વનું સૂત્ર એ કે બધાં જ લૈંગિક મૂલ્યો સ્ત્રી-પુરુષ અસમાનતા પર આધારિત છે. સ્ત્રી અને પુરુષની લૈંગિકતાનો ફરક ધ્યાનમાં રાખીને એને અનુસાર મૂલ્યો બનાવવા એ એક વાત છે અને આ ફરકને અસમાનતા માનીને મૂલ્યો ઘડવાં એ અલગ વાત છે. ત્રીજી મહત્ત્વની માન્યતા એ કે લૈંગિક અભિવ્યક્તિનું સ્વાતંત્ર્ય એ પાપ છે. 'પાપ'ની સંકલ્પના ખૂબ જ પ્રભાવશાળી છે અને એનું કારણ જાણે-અજાણે વ્યક્તિના મનમાં 'પાપ'ની સાથે જોડાયેલો જે અપરાધભાવ છે એમાં છુપાયેલું છે. ઉપરોક્ત ત્રણ માન્યતાઓમાંથી જે ચોથી માન્યતા બંધાય છે તે એ કે ઉપરની ત્રણેય માન્યતાઓ સત્ય છે અને એટલે જ, લૈંગિકતા ગુહ્ય અને ગુપ્ત હોવી જોઈએ.

આ ચાર માન્યતાઓમાં જ આપણો આખોય લૈંગિક સુપરઇગો બરાબર બંધ બેસે છે એ તમારા ધ્યાનમાં આવ્યું જ હશે.

આગળ ઉપર મેં જણાવ્યું કે સુપરઇગોના ઘડતર માટે કારણીભૂત એવી એક રૂઢિ છે. હવે રૂઢિ એટલે નક્કી શું, એનો વિચાર કરીએ. દા. ત. કોઈ એક કાર્ય વ્યક્તિના અને સમૂહના ભલા માટે છે એમ માનીને તેને કોઈ ખાસ પરિસ્થિતિ તથા કોઈ એક ચોક્કસ સમયગાળા દરમિયાન સ્વીકારવામાં આવે છે. જો એ કાર્ય વ્યક્તિ અને સમૂહ બન્ને માટે સરખા પ્રમાણમાં હિતકારક હોય તો એ દીર્ઘકાળ સુધી ટકી રહે છે. કારણ કે સમયની સાથે એ કાર્યનું ઉત્ક્રાંતિ-મૂલ્ય (evolution- potential) વધે છે, પરંતુ કાળ એ પરિમાણ ક્યારેય સ્થિર નથી હોતું અને એટલે જ, આ કાર્યમાં બદલાવની સંભાવનાઓ રહેલી છે. પણ આ બદલાવ ત્યારે જ શક્ય બને છે જ્યારે આ કાર્યો અંગે પ્રશ્નો પૂછવામાં આવે, શંકા કરવામાં આવે. દરેક તબક્કે જો આ કાર્યોને ચકાસવામાં ન આવે તથા તેનો કાર્યકારણભાવ નવેસરથી ઢાંચાબદ્ધ કરવામાં ન આવે તો એ પરંપરામાંથી રૂઢિ બની જાય છે. પરંપરા અને રૂઢિ વચ્ચેનો ભેદ 'તપાસવા લાયક' છે. રૂઢિનું કોઈ ઉત્ક્રાંતિ-મૂલ્ય નથી હોતું. ઉત્ક્રાંતિના પ્રવાહમાં જેમ માણસના અમુક અવયવો નિરુપયોગી થઈ જાય તો પણ એનું અસ્તિત્વ રહે છે, એવું જ

રૂઢિઓનું છે. બિનઉપયોગી ઍપેન્ડિક્સ જેમ ભયંકર ત્રાસ આપી શકે છે, એવું જ આ રૂઢિઓનું છે.

આપણાં લૈંગિકતા વિશેનાં બધાં જ મૂલ્યો આ રૂઢિઓ પર આધાર રાખે છે, નહીં કે પરંપરાઓ પર. આમાંથી આગળનો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે રૂઢિઓની ચકાસણી કેમ ન કરવામાં આવી? એની સામે પ્રશ્નો કેમ ન પૂછવામાં આવ્યા? આ મૂલ્યોને બદલવામાં આટલો વિરોધ શા સારુ?

આની પાછળ કાર્યકારણભાવની એક શૃંખલા છે. મૂળભૂત રીતે એક બાબત ધ્યાનમાં રાખીએ કે લૈંગિકતાનાં મૂલ્યો અને એના પુનરુત્થાનને જોડતી એક અતૂટ કડી છે અને માટે જ, જો સામાજિક સ્થિરતા જાળવવી હોય તો જનનક્ષમતાને એક વિશિષ્ટ સ્થાન આપવું અનિવાર્ય છે. લૈંગિકતાનાં મૂલ્યો અને સામાજિક સ્થિરતા અથવા તો પ્રસ્થાપિત મૂલ્યો એ બન્ને વચ્ચેનો સંબંધ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે અને આ જ કારણોસર વ્યક્તિના લૈંગિક સ્વત્વનો અનેક વાર પ્રસ્થાપિત મૂલ્યોની જાળવણી માટે બલિ ચડાવવામાં આવે છે. આમ સ્થાપિત સત્તાધીશોની એટલે કે પુરુષોની છાપ લૈંગિક મૂલ્યો પર અધિક પ્રભાવીપણે પડી. સામાજિક સ્થિરતા અને લૈંગિક મૂલ્યો વચ્ચેનો સંબંધ એટલી ઘટ્ટતાથી જોડવામાં આવ્યો કે લૈંગિકતાના સંદર્ભમાં 'આમ કેમ?' એવો પ્રશ્ન પૂછવાની છૂટ જ ન રહી. જીવનનાં બીજાં બધાં જ ક્ષેત્રમાં પ્રબુદ્ધત્વની શોધ માટેની પરવાનગી હતી અને છે, પરંતુ આ ક્ષેત્રમાં નહીં.

જાણે-અજાણે આ રૂઢિઓના સંસ્કાર બાળકો પર એકદમ નાની ઉંમરથી જ પડે છે. આ ક્ષેત્રમાં બળવાખોરો આટલા ઓછા કેમ એ પ્રશ્નના ઉત્તર તરફ હવે આપણે વળીએ. દરેક વિદ્રોહીને પહેલા તો પોતાના સુપરઇગો સાથે એક સંઘર્ષ કરવો પડે છે. આ આંતરિક સંઘર્ષમાંથી વ્યક્તિનો સુપરઇગો સ્વયંભૂ પ્રગટ થઈને ઝગમગી ઊઠે ત્યાર બાદ જ આગળના વિદ્રોહ સુધી પહોંચી શકાય. લૈંગિકતાનાં મૂલ્યોને આહ્વાન આપવા માટે પહેલા પોતાની જાત સાથે જ સંઘર્ષ કરવો પડે છે.

ઠીક ત્યારે વૈચારિક સ્તર પર બદલાવ સ્વીકારનારા ઘણા લોકો હશે, પરંતુ એને આચરણમાં ઉતારનારા બહુ ઓછા હોય છે. લૈંગિકતા વિશેના આપણા આચરણમાં બેવડાં ધોરણો હોવા પાછળ એક સાદું કારણ છે. આ સંદર્ભમાં ગૃહીત ધરવામાં આવેલી ગુપ્તતા સાથે આપણો પનારો પડે છે. હું મારી પત્ની કે પ્રેયસી સાથેના સંબંધ પ્રત્યે કેવી દૃષ્ટિથી જોઉં છું એ પ્રાય: મારી-તેની વચ્ચેની અંગત બાબત છે. સદાચારના ઓઠા હેઠળ આ બેવડાં ધોરણોનો ઢાંકપિછોડો કરવાવાળા લોકો પણ ઘણા છે. બેવડાં ધોરણોનો

ઢાંકપિછોડો કરનાર વ્યક્તિ કરતાં તો એને સ્વીકારનાર વ્યક્તિ વધુ સારી, કારણ કે આવી વ્યક્તિઓનાં બાળકો આવાં બેવડાં ધોરણો ધરાવતાં હોવાની શક્યતા ઓછી હોય છે.

આ પાર્શ્વભૂમિ નજર સમક્ષ રાખીએ તો દેશવિદેશમાં વસતા રઘુનાથનાં (રઘુનાથ ધોન્ડો કર્વે એક વિખ્યાત મરાઠી સમાજ-સુધારક હતા.) કાર્યોને ધર્મયુદ્ધનો દરજ્જો આપી શકાય.

...મારી સામે હમણાં 'જર્નલ ઑફ અમેરિકન મેડિકલ ઍસોસિયેશન'નો જુલાઈ ૧૯૮૩નો અંક પડ્યો છે. વૈદ્યકીય વ્યવસાયના આ પ્રસિદ્ધ જર્નલની સોમી વર્ષગાંઠ ઊજવવા માટેનો આ 'શતાબ્દી વિશેષાંક' છે. આ અંકમાં બીજા અનેક લેખોની સાથે ડૉ. ડેન્સ્લો લેવિસ નામના ડૉક્ટરનો એક લેખ છે. મજાની વાત એ છે કે આ લેખ આજે પૂરાં 84 વર્ષ પછી છપાયો છે. આ વિલંબ પાછળની આખી વસ્તુસ્થિતિ રોચક અને ચમત્કારિક હોવાની સાથે જ ઘણું શીખવી જાય છે. વર્ષ ૧૮૯૯ના અમેરિકન મેડિકલ ઍસોસિયેશન (એ.એમ.એ.)ની વાર્ષિક પરિષદમાં આ પેપર રજૂ કરવામાં આવ્યું. આ પેપર એટલે ડૉ. લેવિસના જીવનનાં એકવીસ વર્ષના અનુભવોનો નિચોડ. એમાં સંભોગક્રિયા પરનું શાસ્ત્રશુદ્ધ તથા વૈજ્ઞાનિક વિવેચન હતું. એક સ્ત્રીરોગ નિષ્ણાત તરીકે તેમને થયેલા અનુભવો હતા. એમાંના કેટલાક ઉપાયો આજના જ્ઞાનના સંદર્ભમાં ક્ષતિયુક્ત હોવા છતાંય એમાંનો દૃષ્ટિકોણ અને સૂર અતિશય મહત્ત્વપૂર્ણ હતા. આ પેપરમાં એક ઠેકાણે ડૉ. લેવિસ કહે છે, "બાળકોને નાની ઉંમરથી જ લૈંગિક શિક્ષણ આપવું આવશ્યક છે. ખાસ કરીને છોકરીઓને તો સંભોગ વિષયક માહિતી આપવી અત્યાવશ્યક છે. ધેર મોડેસ્ટી મે બી શૉક્ડ્ બટ ધેર વર્ચ્યુ વિલ બી સેવ્ડ"

હવે આ બધું જેમને સાંભળવું પડ્યું હતું એવાં ૧૮૯૯ની સાલના વિખ્યાત ડૉક્ટર્સના ચહેરા નજર સમક્ષ લાવીએ. તે લોકો તો જાણે થીજી જ ગયા, પણ ડૉ. લેવિસ ખૂબ જ ઉત્કટતાથી બોલી રહ્યા હતા. તેમના વિચારોની દિશા દર્શાવનાર બીજું એક ઉદાહરણ જોઈએ: પુરુષ એ સ્ત્રીનો માલિક નહીં, પણ સાથીદાર હોવો જોઈએ. દરેક પુરુષે એ સમજવું જરૂરી છે કે સ્ત્રીઓના હક્કોનું અસ્તિત્વ સ્વીકારવું તથા તેમનો આદર કરવો એમાં જ આ સંબંધની સફળતા રહેલી છે. લૈંગિક સંબંધોમાં સ્ત્રી અથવા પુરુષ બેમાંથી કોઈ પણ એકની શ્રેષ્ઠતા ગૃહીત ધરી શકાય નહીં. આવું ન થાય એમાં જ સાહચર્યનું સુખ સમાયેલું છે. પોતાના અહંકારનું પ્રદર્શન એ પરાભવ તરફ માંડેલું પહેલું પગલું છે.

ફરી એક વાર યાદ અપાવી દઉં કે એ વર્ષ હતું ૧૮૯૯નું!

આ પેપરનું વાંચન પૂરું થયા બાદ જે ગરમાગરમ વિવાદો થયા એના કેટલાક

નમૂનાઓ આ જ જર્નલમાં પ્રકાશિત થયા છે. એમાંના એક ડૉક્ટરની પ્રતિક્રિયા ખૂબ જ જલદ છે. તેમણે કહ્યું, "આ ક્ષણે મને મારી નાની દીકરીનો વિચાર આવે છે. આવી બધી વાતો તેને શિખવાડવી એ ખૂબ જ લજ્જાસ્પદ બાબત છે."

એ વખતે કૉન્ફરન્સમાં વાંચવામાં આવતા બધા જ પેપર્સ સમય-સમય પર આ જર્નલના અંકોમાં છપાતા. સ્વાભાવિક રીતે જ ડૉ. લેવિસે તેમના પેપર્સ છાપવા માટે મોકલ્યા અને સંપાદકે એ છાપવા માટે સ્પષ્ટ ઇન્કાર કર્યો. "છાપવા યોગ્ય એવી ઘણી બધી માહિતી તમારા આ પેપરમાં છે, પરંતુ છાપવા માટે સદંતર અયોગ્ય ગણાય એવી પણ ઘણી માહિતી એમાં છે." આ છે સાભાર પરત કરેલા પેપર સાથે જોડવામાં આવેલા પત્રમાં સંપાદકે લખેલું એક વાક્ય.

ડૉ. લેવિસે તરત જ પત્ર દ્વારા પોતાનો વિરોધ જાહેર કર્યો. એના જવાબમાં એ પેપર 'પબ્લિકેશન કમિટી'ને પુનઃવિચાર માટે સુપરત કરવામાં આવ્યું. તે લોકોએ આ પેપરમાં કાપકૂપ કરવાનું સૂચવ્યું. આ કાપકૂપ માટે પસંદ કરવામાં આવેલા ભાગ એટલે, લૈંગિક-સંબંધો વિશેના શરીરશાસ્ત્ર અને માનસશાસ્ત્રનાં વિશ્લેષણો!

"આવું કરીને મારા સિદ્ધાંતોનો શાસ્ત્રોક્ત પાયો જ તમે ઉદ્ધ્વસ્ત કરી રહ્યા છો," ડૉ. લેવિસે તેમને જણાવ્યું. તેમણે સેન્સરશિપનો વિરોધ કર્યો. પછી કમિટીનો જવાબ આવ્યો કે આ પેપર છપાયા બાદ અમારું જર્નલ પોસ્ટથી સભાસદ ડૉક્ટર્સને મોકલાવવામાં આવે છે અને પોસ્ટમાં અશ્લીલ સાહિત્ય મોકલવું એ ગુનો છે. આના જવાબમાં ડૉ. લેવિસે પાંચ પ્રતિષ્ઠિત જ્યુરીનાં પ્રમાણપત્રો કમિટી સમક્ષ રજૂ કર્યાં. એમાં આવા પેપર પ્રકાશિત કરવાની આવશ્યકતા પર ભાર મૂકવામાં આવ્યો હતો. હવે કમિટી મેમ્બર્સે પાણીમાંથી પોરા કાઢવાનું શરૂ કર્યું - અમને પોસ્ટ ખાતાના અધિકારીનું સ્ટેટમેન્ટ જોઈએ.

ખરેખર તો આ બધાં બહાનાં હતાં. ડૉ. લેવિસે એ.એમ.એ.ના અધ્યક્ષનો સંપર્ક કર્યો. પોતાનું પેપર અને એના પરના બધા જ મતો દર્શાવતા પત્રકો બહાર પાડીને લોકોમાં વહેંચ્યા. એ.એમ.એ.ની વાર્ષિક પરિષદમાં આ વિષય પર ચર્ચા થાય એ માટે જીવતોડ પ્રયત્નો કર્યા. આટલું બધું થયા પછી પણ જનરલ એક્ઝિક્યુટિવ કમિટીએ પેપર પ્રકાશિત ન કરવાનો પોતાનો નિર્ણય કાયમ રાખ્યો. અલબત્ત, આ કમિટીના બધા જ મેમ્બર્સ ડૉક્ટર હતા.

ત્યાર બાદ લગભગ સો વર્ષ પછી આ જ પેપર, એ જ જર્નલે પોતાના ખાસ અંકમાં પ્રગટ કર્યા. આ આખીય ઘટનાના પરિશિષ્ટના અંતમાં એક વાક્ય છે : ધોસ હુ આર અહેડ ઑફ ધેર ટાઇમ્સ મસ્ટ વેઇટ ફોર પોસ્ટેરિટીઝ્ વર્ડિક્ટ. જે પોતાના સમય કરતાં આગળનું વિચારે

છે એની કદર થવા માટે નવી પેઢીનો ઉદય થવો જરૂરી છે.

આ ઉદાહરણ વાંચતી વખતે રઘુનાથ ધોન્ડો કર્વેનું સ્મરણ થાય એ સ્વાભાવિક છે. મરાઠી મનને આ વિષય તરફ વાળવાનું શ્રેય તેમને જાય છે. પ્રચંડ વિરોધનો સામનો કરીને પણ 'સમાજસ્વાસ્થ્ય' નામક સામયિક તેમણે કઈ રીતે ચલાવ્યું એના પર વિસ્તારપૂર્વક લખી શકાય. આવા અનેક લોકોના પ્રયત્નોને કારણે આજે 'લૈંગિક શિક્ષણની જરૂરિયાત' એ વિષય પર પરિસંવાદ આયોજિત કરતી વખતે અમે શીર્ષક પછી પ્રશ્નાર્થચિહ્ન મૂકતા નથી. શું આપણા સમાજના સંદર્ભમાં આ એક મોટો વિજય નથી? આ જ વિષય પર યોજાયેલા એક ખૂબ જ મુક્ત એવા પરિસંવાદમાં બોલતી વખતે ત્યાંનું વાતાવરણ જોઈને થયું, ચિત્ર ખરેખર બદલાઈ રહ્યું છે, પણ આ ભ્રમનો પરપોટો ફૂટવા માટે જરા પણ સમય ન લાગ્યો. બીજા જ દિવસે વિવિધ કારણોસર મને મળવા આવેલી તેમાંની ત્રણ વિચારશીલ (તથાકથિત) વ્યક્તિઓએ લૈંગિક શિક્ષણ પ્રત્યેનો તેમનો વ્યક્તિગત વિરોધ પ્રગટપણે દર્શાવ્યો. તેમાંના એક સજ્જન તો મારા એક દર્દીના પિતા હતા. હસ્તમૈથુન વિશેની ગેરસમજને લીધે તે છોકરાના મનમાં અપરાધની ભાવના હતી, શરમ હતી. થયું હતું એવું કે તેના પિતાએ તેને હસ્તમૈથુન કરતાં 'ઝડપી' લીધો હતો. મારી સાથે વાત કર્યા પછી તેની મોટા ભાગની શંકાઓ દૂર થઈ ગઈ હતી, પરંતુ મારે તેના પિતા સાથે વાત કરવાનું જરૂરી હતું.

હસ્તમૈથુનને કારણે શારીરિક બીમારી થાય એવી કોઈ જાણકારી વિજ્ઞાન પાસે તો નથી, આવી પ્રસ્તાવના તેમની સમક્ષ માંડતાં જ તેના પિતા એકદમ ઊકળી ઊઠ્યા. તેમને મારી વાત પર વિશ્વાસ જ ન બેઠો. પોતાના દીકરાની માંદગીનું બીજું કોઈ કારણ હોઈ શકે એ માનવા જ તે તૈયાર નહોતા. તેમણે 'મોટા' સાઇકિયાટ્રિસ્ટને મળવાની જીદ પકડી. ત્યાં પણ તેમનું ધાર્યું ન થવાથી તે નિરાશામાં ડોકું ધુણાવતાં બહાર આવ્યા. હવે તે ફરી પાછા આ હૉસ્પિટલનું પગથિયું નહીં ચડે એની મને ખાતરી હતી. મેં તેમને રોક્યા અને ફરી ક્યારેક નિરાંતે મળવા આવવાનું કહ્યું. ત્યાર બાદ બે કલાક માટે થયેલી અમારી એ મુલાકાતનું વર્ણન 'એક પડકાર' એવું કરી શકાય. એટલે કે તે અવરોધો ઊભા કરી રહ્યા હતા અને હું એ જમીનદોસ્ત કરી રહ્યો હતો. છેવટે હું જીત્યો (એવું મને લાગ્યું). ત્યાં તે છોકરો પણ હાજર હતો. મારા મનમાં આશાનું એક જ કિરણ હતું. બીજું કંઈ નહીં તો હવે આ છોકરો એક વધુ સારા વાલી બનવા તરફ જઈ રહ્યો હતો.

**[ક્રમશઃ]**

# અક્ષરની ઓળખાણ



☐ અવની સોલંકી
☐ ઋષભ પરમાર




**અપરાજિતા – ડૉ. રંજના હરીશના નારીકેન્દ્રી લેખોનું સંકલન – સંકલન : પ્રફુલ છાપિયા** પ્રથમ આવૃત્તિ : ૨૦૧૭, પૃષ્ઠ : ૨૬૪, કિં. રૂ. ૨૫૦/- પ્રકાશક : હિરેન ભોગીલાલ શાહ, ૧૬ – સીટી સેન્ટર, સ્વસ્તિક ચાર રસ્તા પાસે, સી.જી. રોડ, નવરંગપુરા, અમદાવાદ-૯. મો. ૯૦૩૩૦૮૯૦૩૬.

ગુજરાતીના શિક્ષક અને અધ્યાપક તરીકેની કારકિર્દીની શરૂઆત કરનાર શ્રી પ્રફુલ છાપિયાના આ સંકલન ઉપરાંત પણ ત્રણ પુસ્તકો પ્રકાશિત થયાં છે. હાલ તેઓ ભારતીય વિદ્યા ભવન-જામનગર કેન્દ્રના સંચાલક તરીકે કાર્યરત છે. ભારતીય નારીઓની આત્મકથાના વિષય પર અભ્યાસ અને સંશોધન કરી તેને પ્રકાશિત કરનાર સૌપ્રથમ લેખિકા એટલે ડૉ. રંજના હરીશ. સ્ત્રીની સંવેદના, તેની દુર્દશા, અનુભૂતિ, અપેક્ષા, અભીપ્સા, આકાંક્ષા, શ્રદ્ધા અને સિદ્ધિનું એક કેન્દ્ર એટલે 'અપરાજિતા'.

પ્રસ્તુત પુસ્તકમાં લેખિકાનાં સાડા ત્રણ વર્ષના સમયગાળામાં લખાયેલા વિવિધ લેખોનું કુલ ચાર વિભાગમાં સંકલન થયું છે. જેમાં સ્ત્રીના જાદુઈ અરીસાપણા, સ્ત્રીની કલમે લખાયેલ આત્મલેખન, અનેક મહાન વિભૂતિઓના પ્રણય પ્રસંગો અને તેમાંથી ઊભરતી નારીની 'અપરાજિતા' છબી તેમજ સ્ત્રીકેન્દ્રી ગહન તથા પ્રાસંગિક લેખોનો સંચય જોવા મળે છે. આ તમામ લેખોના મૂળમાં 'વર્જીનિયા વુલ્ફ'ના નારીકેન્દ્રી સંસ્કારોનું સિંચન થયેલું જોવા મળે છે. આ સઘળા લેખોનું એક કેન્દ્ર 'સ્ત્રી' જ છે. વિશ્વમાં સ્ત્રી સશક્તિકરણની સાચી સમજણનો વિકાસ થાય તે આ સંકલનનો આશય રહ્યો છે. નારીલેખન તથા નારીવાદને સમજવા તત્પર એવા ગુજરાતી વાચકોને નારીવાદના બાઈબલ સમું આ પુસ્તક ઉપલબ્ધ કરાવવું એ લેખિકા ડૉ. રંજના હરીશને કર્તવ્ય સમું લાગેલું. આથી, એક પુરુષ દ્વારા નારીકેન્દ્રી લેખોનું સંકલન વાચકો માટે સાંપ્રત સ્ત્રીને સમજવામાં મદદરૂપ સાબિત થશે.



**કાશ્મીરનો ટૂંકો ઇતિહાસ :** સ્વામી સચ્ચિદાનંદ, પ્રથમ આવૃત્તિ : ૨૦૧૯, પૃષ્ઠ : ૧૩૦, કિં.રૂ. ૧૩૦/- પ્રાપ્તિસ્થાન : ગૂર્જર સાહિત્ય ભવન – રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ,




અમદાવાદ ૩૮૦૦૦૧. ફોન: ૦૭૯-૨૨૧૪૪૬૬૩.

ગુજરાતી, હિન્દી, અંગ્રેજી અને મરાઠી ભાષામાં ૪૦થી વધારે પુસ્તકો આપનાર સ્વામી સચ્ચિદાનંદ તેમના ચાર આશ્રમોમાં સેવા પણ આપે છે. ઇતિહાસ સંબંધી આ પુસ્તક લખવામાં શ્રી વેંકટેશાનંદજીનો મહત્ત્વનો ભાગ રહ્યો છે. અશોકકુમાર પાંડેનું પુસ્તક 'કાશ્મીરનામા'નો ટૂંકો સાર અહીં લેખકે આપણા સુધી પહોંચાડવાનો પ્રયત્ન કર્યો છે.

'કાશ્મીર'થી સર્વે કોઈ પરિચિત જ છે. અહીં લેખકે મિથકથાઓને બાકાત રાખીને જ્યારથી ખરું પરિવર્તન આવ્યું તેની વાત મોખરે રાખી છે. લદાખના રિન્ચને આવીને ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો અને કાશ્મીરની સ્થિતિ બદલાવા લાગી. ત્યાર પછી અનેક સત્તાઓના લીધે સારાં-નરસાં પરિવર્તનો આવ્યાં, ત્યારથી લઈને છેલ્લે ૩૭૦મી કલમ અને ૩૫-એને નાબૂદ કરવા સુધીનાં ખળભળાટ અને અજંપાભરી સ્થિતિના સમય સુધીની વાત આ પુસ્તકમાં સમાવી લેવામાં આવી છે. કુલ ૧૯ પ્રકરણોમાં વિભાજિત 'કાશ્મીરનો ટૂંકો ઇતિહાસ' ગાગરમાં સાગર સમાવી લીધા બરાબર સાબિત થાય છે.

સ્વામી સચ્ચિદાનંદે આ પુસ્તક દ્વારા ગુજરાતી વાચકોને માહિતી પૂરી પાડવાની સાથે રાજકીય ખટપટો, કાવાદાવાની કાળી બાજુ બતાવીને વાચકોને સ્વયં પોતે નિર્ણયશક્તિ કેળવે એવી ભલામણ કરી છે.






**ત્રણ અઠવાડિયાં અમેરિકામાં... – (વિરલ ઋણાનુબંધની પ્રવાસકથા):** રતિલાલ બોરીસાગર, પ્રથમ આવૃત્તિ : ૨૦૧૯, પૃષ્ઠ : ૨૩૨, કિં. રૂ. ૨૫૦/- પ્રાપ્તિસ્થાન : ગૂર્જર સાહિત્ય ભવન - રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ ૩૮૦૦૦૧. ફોન: ૦૭૯-૨૨૧૪૪૬૬૩.

ગુજરાતી નિબંધ, વિવેચન, સંપાદન, બાળ સાહિત્ય અને હાસ્યસાહિત્યમાં શ્રી રતિલાલ બોરીસાગરનું પ્રદાન અમૂલ્ય રહ્યું છે. તેઓને અમેરિકાના પ્રવાસમાં મળેલી વ્યક્તિઓ, થયેલા પરિચયો, જોયેલાં સ્થળો અને યોજેલા કાર્યક્રમો દ્વારા હાસ્ય સાથેના ઋણાનુબંધનો અનુબંધ સાધીને પ્રવાસસાહિત્યમાં પોતાના આ પુસ્તકનો ઉમેરો કર્યો છે.

શ્રી કુમારપાળ દેસાઈના મતે,'પોતાની જાત પર હસીને હસાવવાની અમાપ શક્તિ ધરાવનાર લેખક'ના આ પુસ્તકમાં કુલ ૨૧ પ્રકરણોનો સમાવેશ થાય છે. અહીં અમેરિકાના પ્રવાસના નિમંત્રણથી માંડીને વિદેશયાત્રાના તમામ અનુભવોની નોંધને હાસ્યરસમાં ફેરવી દેવાની વિશેષ કલા લેખકને ફાળે જાય છે. જેમાં મિત્રોનાં વ્યક્તિત્વો, પત્ની સુશીલાબહેનની સારવારની વાતો, એટલાન્ટિક અને ન્યૂજર્સીની હોસ્પિટલનાં

અનુભવો, પુસ્તક વિમોચનનો પ્રસંગ, હરનિશ જાની અને અનિલભાઈને ત્યાંનો પ્રસંગ વગેરેનું હાસ્યાત્મક આલેખન થયું છે. ત્રણ અઠવાડિયાંના આ પ્રવાસમાં મિત્ર, સહાયકથી લઈને વ્હિલચૅર ચલાવનારાં સામાન્યમાં સામાન્ય વ્યક્તિ જેવાં તમામ લોકોનું ઋણ અદા કરવાનું તેઓ ભૂલતા નથી. પ્રત્યેક કપરા પ્રસંગોને તેઓ આનંદમાં ફેરવી જાણવાનું જાણે છે. હાસ્ય સાથે કાવ્યપંક્તિઓ અને વ્યક્તિવિશેષોની પ્રકૃતિનો પરિચય જાણે પરોક્ષ રીતે આપણને અમેરિકા લઈ જાય છે!






**મને અંધારા બોલાવે (કાવ્યસંગ્રહ) :** મનીષી જાની, પ્રથમ આવૃત્તિ: ૨૦૨૧, પૃષ્ઠ : ૧૪૭, કિં.રૂ. ૨૦૦/- પ્રકાશક : મનીષી જાની, ૨૪/૨૪૯, પરિશ્રમ એપાર્ટમેન્ટ, વીમાનગર પાછળ, સેટેલાઈટ, અમદાવાદ-૩૮૦ ૦૧૫. મો.૯૪૨૭૦૧૦૦૧૧, ઈ-મેલ : manishijani@hotmail.com, મુદ્રક : બુકપબ, હિંગળાજ માતાના મંદિરનું કમ્પાઉન્ડ, નવરંગપુરા, અમદાવાદ- ૩૮૦ ૦૦૯.

લડનારી, ઝઝૂમનારી
કે મુઠ્ઠી ઊંચેરી વ્યક્તિઓ
કદી કોઈની મુઠ્ઠીમાં હોય કે?
ઝબકતા ચમકતા ભભકતા
દીવડાને મુઠ્ઠીમાં બંધ કરાય કે?

કવિના પરિચય માટે એમની આ પંક્તિઓ ઉપયુક્ત છે. આ કાવ્યોમાં કલ્પિત સૌંદર્યનું ગાન નથી પણ વાસ્તવની ભૂમિ ઉપર ઊપસી આવેલા અંધારા સત્યનું સંન્નિષ્ઠ બયાન છે. કાવ્યસંગ્રહમાં કુલ એંશી કાવ્યો સંચિત છે. એની પ્રસ્તાવનામાં સરૂપ ધ્રુવ નોંધે છેઃ ''મનીષી જાનીની કવિતા એટલે સામ્પ્રતની કાળમીંઢ દીવાલોને ભાંગવા બુલંદ બનેલો એક મુક્કીઉછાળ અવાજ. જ્યારે જીવાતા સમય વિશે શાહમૃગવૃત્તિ સેવતાં સર્જકટોળાં પોતાના મીંઢા મૌનથી અનેક પંખીઓ પાડતાં હોય ત્યારે એક અઠંગ કર્મશીલ, 'શબ્દશીલ' બને છે એ સંક્રાંતિ પણ રસપ્રદ બને તેવી છે...'' કવિના ભેરુ સ્વ. નીરવ પટેલ એક વાક્યમાં આ કાવ્યોને પરિભાષિત કરી આપે છેઃ ''આવો, આપણે સૌ મનીષીની કવિતા વાંચીને પણ આ કપરા સમયગાળાનો સાક્ષાત્કાર કરીએ.''

મનીષીના શબ્દો સંન્નિષ્ઠ છે. એમની કાવ્યયાત્રાનો પથ આઝાદી, સ્વતંત્રતા અને સ્વમાન તરફ દોરી જાય છે. એમની પીડા છેઃ

મારી પાસે મત છે... લોકશાહી નથી.

લોકશાહી પરની એમની બીજી વેધક રચના જુઓઃ

લોકશાહી તું એવી તેવી કેવી?
શરમ વગરની, નિર્લજ્જ,
લોકોને વારે ઘડીએ લાઈનમાં લગાડી
નાગરિકતાના કૂલે કાળા ટપકાની લાત ઠોકાવી
પાંચ વરસ તગેડી મેલે?

આમ કવિ લડાયક છે પણ ઝઘડાખોર નથી. એમની અભિવ્યક્તિમાંથી એમની લડાઈ કઈ કક્ષાની છે એનો અંદાજ મળે છે:

હું પથ્થરથી પથ્થર ટકરાવી તણખો પેદા કરનારો માણસ છું.
હું વિચારથી વિચાર ટકરાવી આઝાદી પેદા કરનારો માણસ છું.
હું લડનારો છું.
હું માણસ છું.

સમાજના અંધારગ્રસ્ત ભાઈ-બહેનો તરફના એમના સાચુકલા સમભાવને સલામ. આવા સમયમાં એમને અંધારા ના બોલાવે તો જ નવાઈ.






**કાલની ઘડી ને આજનો દિ' (વાર્તાસંગ્રહ) :** નવનીત જાની, પ્રથમ આવૃત્તિ : ૨૦૧૯, પૃષ્ઠ : ૧૬૨, કિં.રૂ. ૨૦૦/- પ્રકાશક : લટૂર પ્રકાશન, 'અવનિલોક', ૩-શાંતિનગર સોસાયટી, ૨૨૭૩-હિલડ્રાઈવ, ભાવનગર-૩૬૪ ૦૦૧. મો. ૯૬૨૪૬૯ ૫૬૪૬.

નવનીત જાનીની આઠ ટૂંકી વાર્તાનો આ સંચય સંનિષ્ઠ વાર્તાકારના વિશ્વમાં ડોકિયું કરાવે છે. વાર્તાના વિષયવસ્તુ અને એના રચનાવિધાન વચ્ચે તેઓ બખૂબી ગહન કલાત્મકતા દાખવે છે. વસ્તુની ભીતર જઈ એના સૌંદર્યનું ઉદ્ઘાટન કરવામાં એમની ફાવટ છે. એમના કલાત્મક આકલનમાં એમની ઊંડું જોઈ શકતી દૃષ્ટિનો વિશેષ ઓછો નથી. પરિણામે ટૂંકી વાર્તા પ્રમાણમાં ઠીક ઠીક વિસ્તરે છે. ૨૬મી જાન્યુઆરી વાર્તા ૨૫ પાનાં રોકે છે. વર્તમાન પરિસ્થિતિમાંથી જન્મતા વિપર્યાસને તેઓ તીર્યકતા અને હળવા હાસ્ય સાથે પ્રયોજે છે. એ રીતે એમની વાર્તાઓ સોશિયો-પોલિટકલ વર્તાય છે. ભાંગતાં ગામડાં અને લથડતી માનવતા એમને તરત નજરે ચડે છે. કાલની ઘડી ને આજનો દિ', 'કેનાલ', 'તાકું : બાપદાદા વારીનું' જેવી વાર્તાઓ એનું પ્રતિપાદન કરે છે. વાર્તાક્ષેત્રના આ બળકટ અવાજને હૃદયપૂર્વક પોંખીએ...



# તમારી દૃષ્ટિએ

આ વખતનો ફેબ્રુઆરીનો અંક ખૂબ જ સરસ, માહિતીવાળા, વિચારતા કરી દે એવા લેખોથી ભરપૂર છે.

'દીક્ષા-પર્વ' વાંચવા લાયક અને મંથન કરાવે એવી ગગનગિલની વાત છે, સરસ અનુવાદ કર્યો છે.

પંકજભાઈ જ્ઞાની-વિજ્ઞાની ભારતીય અને વિજ્ઞાન વચ્ચે સમન્વય કરાવે એવા પ્રયાસો છે. યુવાલ નોઆહ હરારીની હોમોસેપીઅન તો ખૂબ મહેનતથી અને સંશોધનથી લખાયેલી બુક છે જેનો પરિચય થોડાં પાનામાં કરાવવો મુશ્કેલ છે છતાં સરસ વખાણવાલાયક પ્રવાસ છે. લેખકશ્રી બટુકભાઈને ખાસ અભિનદંન.

અન્ય નીલેશ રાણાએ પણ ડાયાબિટીસ માટે સામાન્ય લોકોને જરૂરત માહિતી લોકભોગ્ય ભાષામાં આપી છે એક... ડાયરીમાં શ્રી નાડકર્ણીએ પણ ફ્રોઈડ શેક્સપિયરના નાટકો સાથે સરસ સમજાવ્યું છે. ફરીથી અભિનંદન.

**ખારેલ - અશ્વિન શાહ**

* * *

ફેબ્રુઆરી ૨૨નો ડૉ. નીલેશ રાણાનો લેખ ડાયાબિટીસ - આહાર જે લોકોને ડાયાબિટીસ છે તેમને સાચવી રાખવા જેવો છે, ડાયાબિટીસમાં 'માત્ર આહાર' નહીં પરંતુ સાથો સાથ આહારનો 'સમય' નક્કી કરીને જાળવવો જરૂરી છે કેમ કે સમયસર નહીં જમો તો તમે લીધેલી દવા તમારા શરીરમાં સક્રિય હશે તેથી ગ્લુકોઝનું પ્રમાણ ઘટતાં પરસેવો થશે, ગભરામણ થશે. ડાયાબિટીસમાં જે લોકો સપડાયેલા છે તેમને ખબર નહીં હોય આ સિવાય GI Index: Medium GI Food, પ્રિ-ડાયાબિટીસ વગેરે મુદ્દા અગત્યના છે. સુંદર સાચવી રાખવા જેવો લેખ...

**મીઠાપુર - મુકેશ ટી. ચંદારાણા**

* * *

રમણ સોનીના રાધેશ્યામ શર્મા વિશેના લેખ બાબતે ડંકેશ ઓઝાના ચર્ચાપત્ર સાથે સહમત થઈ શકાય એમ નથી. રાધેશ્યામ શર્મા એક ઉત્તમ સર્જક અને વ્યવહારુ (અજાતશત્રુ) મહાનુભાવ હતા. 'સાક્ષરનો સાક્ષાત્કાર' એ રાધેશ્યામ શર્માનું ગુજરાતના સાહિત્ય જગતને મળેલું ઉત્તમ પ્રદાન છે. અનેક અપ્રસિદ્ધ અને અલ્પપ્રસિદ્ધ કવિઓ અને લેખકોનો પરિચય તેઓએ કરાવ્યો છે. તેઓ આધ્યાત્મિક વ્યક્તિ હતા.

**ભુજ - રજનીકાન્ત ઓઝા**

* * *

સ્ત્રી ગાંધીજીને મન અહિંસાનું પ્રતીક હતી. ''પ્રહાર કરવામાં નબળી... પણ સહન કરવામાં સબળી.''

**- પ્યારેલાલજી**



# ભવન્સ - વૃત્ત

## વિશાખાપટ્ટનમ કેન્દ્ર

**વિ**શાખાપટ્ટનમ કેન્દ્રની ભવન્સ પબ્લિક સ્કૂલે 'ભવન્સ સ્કૂલ રેડિયો' શરૂ કરીને 'મીડિયા ડિલાઈટ'ના નવા ક્ષેત્રે પ્રયાણ કર્યું છે. વિદ્યાર્થીઓને રચનાત્મક અવાજ આપવા માટેનું શાળા આધારિત રેડિયો સ્ટેશન છે. પોલીસી સમિતિના નિયામક શ્રી એ. પ્રસન્નકુમાર દ્વારા ૧૫ ડિસેમ્બર ૨૦૨૧ના રોજ ઉદ્‌ઘાટન થયું હતું. શાળા વ્યવસ્થાપન સમિતિના સભ્યો - સંવાદાતા શ્રી ટી.એસ.આર પ્રસાદ અને સચિવ શ્રી ડી.એસ.વર્માની માનનીય ઉપસ્થિતિએ આ કાર્યક્રમને શોભાવ્યો.




આવા શૈક્ષણિક કાર્યક્રમો વિદ્યાર્થીઓ દ્વારા ચલાવવાને કારણે 'ભવન્સ સ્કૂલ રેડિયો' અન્યથી અલગ છે, તેનો મુખ્ય ધ્યેય વિદ્યાર્થીઓના બોલવા અને સંભાળવાનાં કૌશલ્યને સમૃદ્ધ બનાવવાનો અને શ્રોતાઓને ક્રિયાત્મક મનોરંજન પૂરું પાડવાનો છે. વિદ્યાર્થીઓ તેમના વિરામ અને નિર્ધારિત રેડિયો સમય દરમિયાન આ વ્યવસ્થાનો ઉપયોગ કરીને શાળાના સમાચાર, વાર્તાલાપ, ઇન્ટરવ્યૂ, સ્વયં નિર્મિત જાહેરાતો, વાર્તાઓ, પુસ્તક સમીક્ષાઓ, સંગીત કાર્યક્રમો વગેરેનું પ્રસારણ કરીને વર્ગમાં બેઠેલા અન્ય વિદ્યાર્થીઓને સંબોધશે.

પ્રથમ પ્રસારણની વિશેષતા એ હતી કે, શાળાના વિદ્યાર્થી આર.જેએ (રેડિયો જોકી) શાળા રેડિયોના ફાયદા ઉપર વાર્તાલાપ કર્યો હતો. આ વાર્તાલાપના મુખ્ય અતિથિ શ્રી એ. પ્રસન્ના અને સહભાગીઓ તરીકે વિદ્યાર્થી પ્રતિનિધિઓ જોડાયા હતા.

## ચંડીગઢ કેન્દ્ર : શાંતિ નિકેતન બાળ-કેન્દ્રની મુલાકાત

ભવન વિદ્યાલયના એડવેન્ચર અને ફોટોગ્રાફી ક્લબ - ચંડીગઢ કેન્દ્રના ૩૭ વિદ્યાર્થીઓએ શાંતિનિકેતન બાળ-કેન્દ્ર, સબાથુ - હિમાચલ પ્રદેશની મુલાકાત લીધી અને ત્યાં બાળકો સાથે એક દિવસ પસાર કર્યો. ઉત્તમ સાહસ માટે વિખ્યાત આ કાર્યક્રમ એડવેન્ચર અને ફોટોગ્રાફી ક્લબના શિક્ષકો દ્વારા યોજવામાં આવ્યો હતો. અહીં સમાજના અભાવગ્રસ્ત લોકો સાથે જોડાવાની તક આપવામાં આવી હતી સાથે તેમનાં કૌશલ્યોને સન્માનિત કરવામાં આવ્યાં હતાં.



બાળ-કેન્દ્રમાં વિવિધ વિસ્તાર અને વય જૂથોના, અનાથ કે બેઘર થયેલાં લગભગ ૮૦ બાળકો રહે છે. કેન્દ્રના સભ્યો અને બાળકોએ વિદ્યાર્થીઓનું ખુશીથી સ્વાગત કર્યું હતું. વિદ્યાર્થીઓ દ્વારા નૃત્ય તેમજ સંગીતનો નાનો એવો સંસ્કૃતિક કાર્યક્રમ યોજાયો હતો. વિદ્યાર્થીઓએ શાંતિનિકેતનનાં આંગણે વૃક્ષારોપણ પણ કર્યું હતું. ક્લબના સભ્યોએ ગરમ કપડાં, ચપ્પલ, બોર્ડ ગેમ્સ અને અન્ય જરૂરી વસ્તુઓ કેન્દ્રને દાનમાં આપી હતી.

## હૈદરાબાદ કેન્દ્ર : રાજાજીની જન્મજયંતિની ઉજવણી

ભવન હૈદરાબાદની તમામ શાળાઓ દ્વારા ૧૦ ડિસેમ્બર, ૨૦૨૧ના રોજ શ્રી સી રાજાગોપાલાચારીની ૧૪૩મી જન્મજયંતી વર્ચ્યુઅલ રીતે ઉજવવામાં આવી હતી. આ કાર્યક્રમમાં હૈદરાબાદ કેન્દ્રના ઉપાધ્યક્ષ શ્રી એસ. ગોપાલક્રિષ્ણન, શિક્ષણશાસ્ત્રના નિયામક શ્રી રમા દેવી તેમજ ભવનની દરેક શાળાના આચાર્યો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ ઉપસ્થિત હતા.

પૂર્વ રેકોર્ડ કરેલ સાંસ્કૃતિક કાર્યક્રમની શરૂઆત રાજાજીના પ્રિય ભજન 'ભજ ગોવિન્દમ્'થી થઈ હતી. ત્યારબાદ રાજાજીનાં પુસ્તકો - 'સ્ટોરીઝ ફોર ધ ઇનોસન્ટ', 'મંગલસૂત્ર', 'ધ વિશ ઑફ ધી કોકોનેટ ટ્રી', 'ધ મિલ્ક ઓશન ઍન્ડ ધી ટ્રી સ્પીક્સ'માંથી વિદ્યાર્થીઓ દ્વારા વાર્તાઓનું પઠન કરવામાં આવ્યું.

## સૈનિકપુરી કેન્દ્ર : ૧૩૪મી જન્મજયંતિની ઉજવણી



**A. ક્લાસિકલ ડાન્સ- પ્રાથમિક કક્ષાના વિદ્યાર્થીઓ. B. કોઈર ગ્રુપ - ભક્તિ ગીતો.**
**C. બી.એસ.આર.કે.વી.ના આચાર્ય ડૉ. મુનશીજીને હાર પહેરાવે છે.**
**D. શાસ્ત્રીય નૃત્ર - માધ્યમિક વિદ્યાર્થીઓ E. કુલપતિ ડૉ. કે. એમ. મુનશીજીની પ્રતિમા**

ભવનની શ્રી રામકૃષ્ણ વિદ્યાલય દ્વારા ૩૦ ડિસેમ્બર, ૨૦૨૧ના રોજ શ્રી. કે. એમ. મુનશીજીના જન્મદિવસની ઉજવણી કરવામાં આવી હતી. કેન્દ્ર સમિતિના સભ્યો, કેન્દ્રની ત્રણ સંસ્થાઓના આચાર્યો, ઉપ-આચાર્યો, વ્યાખ્યાતાઓ અને શિક્ષકોએ કાર્યક્રમમાં હાજરી આપી હતી.

શાળાના કેટલાક વિદ્યાર્થીઓ દ્વારા ભગવદ્ ગીતાના બારમાં અધ્યાયનું પઠન અને શાસ્ત્રીય નૃત્યોની ભજવણી કરવામાં આવી હતી. ઉપાધ્યક્ષે સભાને સંબોધતાં ડૉ. મુનશીજીની દૃષ્ટિ અને આદર્શો પર પ્રકાશ પડ્યો હતો.

---

## ભારતીય વિદ્યાભવન, મુંબઇ

### ડૉ. સુચિત્રા તજનેનું 'સંસ્કૃત વારસો અને આપણી ફરજો' વિષય પર વ્યાખ્યાન

ભારતીય વિદ્યા ભવનના સ્થાપક, પ્રમુખ, કુલપતિ ડૉ. કનૈયાલાલ મુનશીને ૮-૨-૨૦૨૨, મંગળવારના રોજ તેમની ૫૧મી પુણ્યતિથિ નિમિત્તે શ્રદ્ધાંજલિ આપી હતી. આ પ્રસંગે ભવનના સંસ્કૃત વિભાગના સભ્યો દ્વારા ભગવદ્ ગીતાનાં ૧૫ અધ્યાય અને વિષ્ણુસહસ્રનામ સ્તોત્રનું પારાયણ કરવામાં આવ્યું હતું. આ ઉપરાંત મુંબઈ


ડૉ. શ્રીમતી સુચિત્રા તજને

યુનિવર્સિટી સંસ્કૃત વિભાગના આસી. પ્રોફેસર અને ભૂતપૂર્વ અધ્યક્ષ ડૉ. શ્રીમતી સુચિત્રા તજને દ્વારા 'સંસ્કૃત વારસો અને આપણી ફરજો' પર ઓનલાઈન વ્યાખ્યાન (મરાઠીમાં) આપવામાં આવ્યું હતું.

ભારતીય વિદ્યા ભવનના સંસ્કૃત અભ્યાસ અને સંશોધનના નિયામક ડૉ. ગિરીશ બી. જાનીએ વૈદિક પ્રાર્થના કરી કુલપતિ મુનશીને શ્રદ્ધાંજલિ આપી. ભવન લાયબ્રેરીના ગ્રંથપાલ શ્રીમતી અંજલિ આંબેકરે શાબ્દિક સ્વાગત કર્યું હતું. સંસ્કૃત પરીક્ષા વિભાગનાં મદદનીશ અધિકારી શ્રીમતી જ્યોતિ જાધવે વક્તાઓનો પરિચય કરાવ્યો.

ડૉ. તજનેએ તેમના વિચારપ્રેરક વ્યાખ્યાનમાં, વિશાળ સંસ્કૃત વારસાની વિવિધ શાખાઓનું આબેહૂબ ચિત્ર રજૂ કરી, માનવીય આચરણ અને ફરજોના અમલીકરણ માટેના શાસ્ત્રોક્ત સંદેશના મહત્ત્વની ચર્ચા કરી. વેદ, પુરાણ, આયુર્વેદ, યોગ, વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર, ગદ્યશાસ્ત્ર, સંગીત, લલિત કલા, રાજનીતિ, વિજ્ઞાન અને અન્ય વિષયો પરના ગ્રંથોમાંથી ઘણા મુદ્દાઓ આવરીને માનવજાત માટે તેની અસરકારકતાની વાત કરી. તે સાથે સંસ્કૃત શિક્ષણની આધુનિક સુસંગતતા અને મૂલ્યવાન સંસ્કૃત વારસાના જતન અને પ્રચાર માટે ઉપયોગી વિવિધ માધ્યમો પર પણ વાત કરી.

ભવનના અનુસ્નાતક અને સંશોધન વિભાગના મદદનીશ ડૉ. હિતેશ ત્રિવેદીએ કાર્યક્રમનું સંચાલન અને આભારવિધિ કરી હતી.

---

## કોચી કેન્દ્ર

કોચી કેન્દ્ર ખાતે કુલપતિ ડૉ. કે. એમ. મુનશીની જન્મજયંતિ નિમિત્તે ૩૦ ડિસેમ્બર ૨૦૨૨ના રોજ ઓનલાઈન સ્મૃતિ વ્યાખ્યાનના આયોજન દ્વારા મુનશીજીને શ્રદ્ધાંજલિ આપવામાં આવી હતી. આ પ્રસંગે કલકત્તા હાઈકોર્ટના મુખ્ય ન્યાયાધીશ (નિવૃત્ત) પૂ. શ્રી રાધાકૃષ્ણને 'તમે તમારા પોતાના સાક્ષી છો – સત્ય અને અંતરાત્મા' વિષય પર પ્રેરણાદાયી વક્તવ્ય સાથે સભાને સંબોધિત કરી. તેમણે પરમ સત્યની વિભાવના અને તેની આદર્શ અભિવ્યક્તિ વિશે વિગતવાર વર્ણન કર્યું. આ કાર્યક્રમ ભારતીય વિદ્યા ભવનના સ્થાપક, કુલપતિ મુનશીજીને તેમની ૧૩૪મી જન્મજયંતી પર અમૂલ્ય શ્રદ્ધાંજલિ હતી.



## આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ:** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364 002.
**કૂપમંડૂક:** ફોન : 022 23630786
**હેમન્ત દવે:** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com
**સાહિલ:** નિસા, 3/15, દયાનંદ નગર, રાજકોટ-360002. મો. 9428790069
**પારુલ ખખ્ખર:** 'તીર્થ', ૧૫૩-ગુરુકૃપાનગર, ચિત્તલ રોડ, અમરેલી-૩૬૫૬૦૧. મો.9429889366
**ડૉ. કેશુભાઈ દેસાઈ:** 13-ઐશ્વર્ય-1, પ્લૉટ-132, સેક્ટર-19, ગાંધીનગર 382 021.
**સંદીપ ભાટિયા:** 601-એ, પાયલ આશાનગર, વેસ્ટન એક્સ. હાઈવે, કાંદીવલી (ઈસ્ટ), મુંબઈ-400 101.
**દક્ષા બી. સંઘવી:** પ્લોટ નં. 9, સેક્ટર 1-એ, ગાંધીધામ, કચ્છ-370291.
**હર્ષવી પટેલ:** મુ. પો. કેસલી, તા. ગણદેવી, જિ. નવસારી-396380
**કૌશલ યાજ્ઞિક:** 29, કમલેશ સોસાયટી, કાકરીયા બીઆરટીએસ રોડ, કાકરીયા, અમદાવાદ 380022.
**પૂર્વી અપૂર્વ બ્રહ્મભટ્ટ:** 32, ચંદન ટેનામેન્ટ્સ, વિભાગ -2, જશોદાનગર પાટિયા બસસ્ટોપ સામે, વટવા GIDC રોડ, જશોદાનગર, અમદાવાદ 382445. M: 9773421835
**શૈલેશ ગઢવી :** આંબાવાડી પ્લોટ, વડલીચોક, મઘીમા મંદિર પાસે, મેંદરડા. પિન- 362260, તા- મેંદરડા, જી-જૂનાગઢ. મો- 6351903873
**નીરવ વ્યાસ:** જજીઝ બંગલોઝ, ત્રણ દરવાજાની અંદર, હનુમાન મંદિર પાસે, ખંભાલ-આણંદ. મો. 9099491084.
**વીનેશ અંતાણી:** વિલા નં. 2-25, રિચમોંડ વિલાસ, સેકન્ડ ફેસ, સન સિટી, બાંદલાગુદા જાગર, હૈદરાબાદ. 500 086. (મો.) 98255 20660
**ફાલ્ગુની રાકેશ પારેખ:** નંદીગ્રામ ટ્રસ્ટ, ધરમપુર રોડ, વલસાડ-396055, મો. 9727581648.
**નટવર પંડ્યા:** S.M.C. ફ્લૅટ્સ નં-આઈ/ ૪ /૮, (નં I/4/8), બાપા સીતારામ સોસાયટી, સાગર સોસાયટીની બાજુમાં, કૉમ્યુનિટી હૉલ સામે, L. H. રોડ, કાપોદ્રા, સુરત-6, Mob. 8530669907
**આરાધના ભટ્ટ:** aradhanabhatt@yahoo.com.au
**પારુલ કંદર્પ દેસાઈ:** પારિજાત, ૬, અરુણોદય પાર્ક, સેંટ ઝેવિયર્સ કૉલેજ કોર્નર, નવરંગપુરા, અમદાવાદ -380009 મો. નં. 9427021048
**ભરત ખેની:** બંગલા નંગર-06, વૃંદાવન સોસાયટી, ચિરાયુ હોસ્પિટલની સામે, ગોવિંદનગર, માર્કેટ રોડ, દાહોદ-389151. મો. 9925660646.
**હેમંત સોલંકી:** જીએસઈએન્ડસી મુંબઈ પ્રાઈવેટ લિ, મેકેનિકલ સ્ટેટિક ડિપાર્ટ. બીજો માળ, ડી-વિંગ, જોલી બોર્ડ ટાવર આય-થિંક ટેક્નો. કેમ્પસ, કાંજુર માર્ગ (ઈસ્ટ), મુંબઈ-42
**યજ્ઞેશ દવે:** એ/8, કિરણ સોસાયટી, રેસકોર્સ, રાજકોટ-360015.
**મોના જોષી:** 591/2,સેક. 30, ગાંધીનગર. મો. 7779015553.
**મહેન્દ્રસિંહ પરમાર:** 20, ગૌરીશંકર સોસાયટી, જ્વેલ્સ સર્કલ પાસે, ભાવનગર-364003
**યુનુસ ચીતલવાલા:** ગુલશને વાકાર, ફૂલવાડી, પો. ધોરાજી, રાજકોટ-360 410.
**અજયસિંહ ચૌહાણ:** ૪૩, શાલિગ્રામ બંગલોઝ, વિનુકાકા માર્ગ, બાકરોલ, આણંદ – ૩૮૮૩૧૫. મો. ૯૮૭૯૨૩૨૯૮૯
**નિર્ઝરી યજ્ઞેશ મહેતા :** બી-201/202, શિખર-1, અરુણાચલ ચાર રસ્તા પાસે, શુભનપુરા, વડોદરા-390023.
**પ્રવીણસિંહ ચાવડા:** 212, વૃંદાવન-2, ડી-માર્ટની સામે, સેટેલાઈટ રિંગ રોડ, અમદાવાદ-380 015
**પ્રા. જે. આર. વઘાશિયા:** એ-901, પ્રથમ ગણેશા, પ્રથમ સર્કલ, ગ્રીન સિટી રોડ, પાલ, સુરત-395 009.
**ડૉ. પંકજ જોશી:** psjcosmos@gmail.com
**અમી ભાયાણી:** 19, ગોલ્ડ વિલા, આકૃતિ સોસાયટી, બાવડિયા કલાન, ભોપાલ, મધ્યપ્રદેશ-462026
**શરીફા વીજળીવાળા:** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009



# વોટ્સએપ

☐ સં. શરીફા વીજળીવાળા

જજ : ''તને અહીં પીવા માટે લાવવામાં આવેલ છે. તારે શું કહેવાનું છે?''

દારૂડિયો : ''અરે વાહ, આભાર આપનો, ચાલો પી કાઢીએ.'' કોર્ટમાં હાજર બધા ખડખડાટ હસી પડ્યા.

જજ : ''ઑર્ડર, ઑર્ડર!''

દારૂડિયો : ''મારા માટે સાહેબ, રમ અથવા વ્હિસ્કી... બીજું કશું નથી ફાવતું.''



કેટલા બધા લોકોને સ્વતંત્રતા દિવસ અને પ્રજાસત્તાક દિવસ વચ્ચેનો ભેદ જ નથી ખબર. અમૂલખભાઈ આ ભેદ કેટલી સરસ રીતે સમજાવે છે એ સાંભળો: ''લગ્ન પહેલાં તમામ પ્રકારની જે સ્વતંત્રતા હોય એને સ્વતંત્રતા કહેવાય અને લગ્ન પછી કાયદાકાનૂન સાથેનું જે બંધારણ-બંધન લાગુ પડે એને પ્રજાસત્તાક કહેવાય.'' તમે નહીં માનો, પણ બધાને સમજ પડી ગઈ!''



સાદિકમિયાં : ''મારે આઠ દિવસની રજા જોઈએ છે સાહેબ.''

મૅનેજર : ''એક વાતનો ખરો જવાબ આપો તો રજા મંજૂર કરું.''

સાદિકમિયાં : ''બોલો સાહેબ!''

મૅનેજર : ''કટપ્પાએ બાહુબલીને કેમ માર્યો?''

સાદિકમિયાં : ''એણે એની રજા મંજૂર કરવાની ના પાડી હતી એટલે.''

બોલો રજા મંજૂર થઈ ગઈ!



અમેરિકાના એક ધનિકે આવું વિલ બનાવ્યું :

''મારી તમામ સંપત્તિ મારી પત્નીને એ શરતે મળે કે તેણે દર વર્ષે છાપામાં મારી શ્રદ્ધાંજલિ છપાવવી અને એમાં નીચે લખવું કે જો મારી જીભ ટૂંકી હોત તો મારા પતિની જિંદગી લાંબી હોત.''

# હાસ્યેન સમાપયેત

ડૉક્ટર : ''કયો સાબુ વાપરો છો?''
ભૂરો : ''ગઢવીનો લીમડાના તેલવાળો.''
ડૉક્ટર : ''ટુથપેસ્ટ કઈ વાપરો છો?''
ભૂરો : ''ગઢવીની આયુર્વેદિક પેસ્ટ.''
ડૉક્ટર : ''શેમ્પુ?''
ભૂરો : ''ગઢવીનો હર્બલ શેમ્પુ.''
ડૉક્ટર : ''આ ગઢવી કોઈ નવી કંપની છે?''
ભૂરો : ''ના સાહેબ, એ મારો રૂમ-પાર્ટનર છે!''



રોડછાપ ફિલોસફરે સરસ કહ્યું છેઃ
''જોડી તો હજી ઉપર જ બને છે, ખાલી ઝઘડો કરવા નીચે આવવું પડે છે!''



''સ્ત્રીઓની અનેક ભૂલોની સામે પુરુષો માત્ર બે ભૂલ કરે છે!''
''કઈ બે ભૂલો?''
''જે કંઈ બોલે અને જે કંઈ કામ કરે.''



મહેમાન : ''બેટા, તારો અવાજ આટલો ખરાબ છે તે શા માટે ગાવાની જીદ કરે છે?''

બેબી : ''મને પણ નથી ગમતું પણ મમ્મીએ કહ્યું છે કે મહેમાન બહુ બેસે ત્યારે તારે ગાવું!''



Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**



લીલો પતરંગો



લીલો કંસારો



બ્રાહ્મણી બતક



નીલ આસમાની કલકલિયો



પીળો પીળક



રાખોડી કુંજ



પીળો દિવાળીઘોડો



વનકૂકડી



લીલો હરિયલ



નીલ આસમાની ચાસ

Total Pages 140
Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2021-2023 Posted on Mumbai Patrika
Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.



